# રઢીયાળી રાત

" ભાગ ૧ લો "



સંપાદક

ઝવેરચંદ મેઘાણી

મૂલ્ય દશ આના

# નિવેદન : (આવૃત્તિ બીજી)

૧. કેટલાંક ગીતોને યોગ્ય લાગ્યા મુજબ સ્થાનાંતર કરાવ્યું છે, તેમજ કેટલાંકમાં વધુ પંક્તિઓ જડી આવવાથી સુધારા વધારા કર્યા છે. ખાસ કોઈ મોટો ફેરફાર કર્યો નથી.

૨. આ ત્રીજા ભાગનો પ્રવેશક મારી ધારણા કરતાં અધિક આદર પામ્યો છે. એ બતાવે છે કે આ ચાર વર્ષના ગાળામાં આપણાં ગીત-સાહિત્યને શાસ્ત્રીય વિવેચનાને ધોરણે મૂલવવાના પ્રયત્નો પ્રજાએ વધાવ્યા છે. આપણાં ગીતોનું ગૌરવ એટલે અંશે ઓળખાયું છે.

૩. ઉપર લખી વાત મારા મનમાં એક નવો વિચાર જન્માવે છે: તે આ છે: હમણાં હમણાં મુંબઇ ખાતે પૂજ્ય શ્રી. કૃષ્ણલાલભાઈ ઝવેરીના

સૂચન પરથી ત્યાંની જ્ઞાન પ્રસારક મંડળીના વિદ્વાન પ્રમુખ શ્રી. ડૉ. જીવણજી મોદીએ તેમની મંડળીની વાર્ષિક વ્યાખ્યાનમાળાનાં છ યે વ્યાખ્યાનો આ વર્ષે મને સોંપેલાં, અને તે છયે વ્યાખ્યાનોમાં મેં માત્ર લોકગીતો પૂરતા જ છ જૂદા જૂદા વિષયો પાડી નાખેલા. તેમાંનો એક વિષય હતો "બૅલેડ: કથાગીતો." એ વિષયનું મેં યથામતિ સારી પેઠે મંથન કરેલું. આપણે ત્યાં 'બૅલેડ'ના કેટકેટલા પ્રકારો છે અને યુરોપી વિવેચનાને ધોરણે એમાં કેટલું જવાહિર ભર્યું છે. તેનો ઘણો ઘણો નવીન ખયાલ મને આ વ્યાખ્યાન આપવાથી આવેલો. 'બૅલેડ' પર વિશેષ યુરોપી વિવેચન પણ વાચવાની તક મળેલી. આ બધા પરથી મેં નિશ્ચય કર્યો છે કે 'રઢીયાળી રાત' 'બહારવટીયા' 'સંતો' ને 'દોહાવાળી કથાઓ' વગેરે સંગ્રહોમાંથી 'બૅલેડ' હોય તેટલાં તમામ જૂદાં પાડી તેનો એક અલાયદો સંગ્રહ શાસ્ત્રીય ધોરણે કરવો: તેનો એક ઝીણવટ ભર્યો પ્રવેશક આપવો: તેમાં હિન્દના ઈતર પ્રાન્તોના બૅલેડ–સાહિત્યની પણ તુલના–દૃષ્ટિએ નોંધ લેવી. મને શ્રદ્ધા છે કે એક સ્વતંત્ર વિષય તરીકે આ સંગ્રહ ઘણાને આદરણીય થઇ પડશે.

૪. પુસ્તકને અંતે એક નાના એવા શબ્દ–કોષની જરૂર તો લાગી હતી. પરંતુ વધુ વિચારતાં જણાયું કે એવી જરૂર તો લોક સાહિત્યના પ્રત્યેક પુસ્તકને માટે ઉભેલી જ છે. પણ જૂદો જૂદો કોષ આપવાથી ઘણા શબ્દોની પુનરૂક્તિ અનિવાર્ય થઇ પડે તેવું છે. તેથી એવા નિર્ણય પર આવ્યો છું કે એ તમામ પુસ્તકોને લાગુ પડતો એક સામટો જ એક કોષ જૂદી ચોપડી રૂપે તારવીને પ્રગટ કરી દેવો. આ કામ બનતી ત્વરાએ કરીશ. વાચકોને એને અભાવે ઉભી થતી મુશ્કેલીઓ હું સમજું છું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર<br>
રાણપુર : ૨૦ : ૩ : '૨૯<br>
૧૯૮૫ : ફાગણ

સંપાદક

# નિવેદન

'રઢીયાળી રાત'નો આ ત્રીજો સંગ્રહ ઉમેરાતાં એકંદર આશરે સાડા ત્રણસો ગીતોની સંપત્તિ આપણે સર્વભક્ષી કાળના મુખમાંથી બચાવી શક્યા છીએ. સામાન્ય રીતે ઘણાંખરાં પ્રચલિત ગીતો આમાં સમાઈ જાય છે.

બધાં જ ગીતો ઉત્કૃષ્ટ હોવાનો દાવો થઇ શકે જ નહિ. તેમ છતાં સાધારણ ગીતોને પણ દાખલ થવા દેવામાં મારો આશય તે ગીતોમાં પ્રતિબિમ્બ થતા લોક સમાજના, તેમજ તેમના કાવ્ય વિકાસના અભ્યાસની સામગ્રી પૂરી પાડવાનો જ છે. શિક્ષણની દૃષ્ટિએ જુદી જુદી કક્ષાના વિદ્યાર્થીઓ માટે આમાંથી ચુંટણી કરી અલાયદા સંગ્રહો કરવાનો અવકાશ છે, અને 'બાળ રઢીયાળી' જેવું Selection કરવાનું મારા લક્ષ્યમાં જ છે.

આ વખતનો પ્રવેશક લખવામાં ખાસ અભ્યાસી ભાઈ બ્હેનો પર મુખ્ય દૃષ્ટિ રખાઈ છે. વિશેષે કરીને કોલેજમાં ભણનારાઓની ઉપયોગીતા ધ્યાનમાં લીધી છે. 'Ballads' વિષે જે ચાર પુસ્તકો મળી આવ્યાં તેમાંથી યથોચિત દોહન કરેલું છે.

દક્ષિણામૂર્તિ બાલમંદિર માટે લોકગીતોનો અથાક સંગ્રહ કરનાર શિક્ષિકા બ્હેન શ્રી. લીલાવતી બ્હેને પોતાનો સંગ્રહ મને કાયમ જોવા દઇ, જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે પોતાને મિષ્ઠ કંઠેથી મને ઉદાર હૃદયે ઢાળો સંભળાવ્યા છે. 'સમાજ-જીવન' માસિકનાં તંત્રી બ્હેન શ્રી. લક્ષ્મીબ્હેન ડોસાણીએ મને થોકડાબંધ ગીતો સંભારી સંભારીને

લખી મોકલ્યાં હતાં તેમાંથી પણ નવા હતાં તેનો ઉપયોગ મેં આ સંગ્રહમાં કર્યો છે. સૌ. બ્હેન શ્રી. જયાકુમારી દાણીએ મારે માટે ખુણે ખાંચરે ફરી ફરી ગીતો સંઘર્યાં, ઢાળો ઝીલ્યાં, અને એ-બધાની ટોચે-જાહેર શ્રોતાજનોની વચ્ચે જઇને ગીતોનું પ્રચારકાર્ય કર્યું છે. માતુશ્રી મોંઘીબા પરમાનંદ ઠક્કરનું સમસ્ત કુટુંબ તો મારે માટે ગીતો-વાતોનું બારે માસ ચાલતું અખૂટ પરબ છે. અને આ તમામના મોમાં એક આદરભર્યું નવું નામ બ્હેન શ્રી. પ્રેમલીલા બ્હેન સુમંત મહેતાનું ઉમેરીને કૃતાર્થ થાઉં છું. ગુજરાતનાં ગરબા-મંડળો એ બ્હેનનાં કોકિલ-કંઠથી ક્યાં અજાણ્યાં છે? એમના લાલિત્યમય કંઠ પર ચડીને કૈંક આધુનિક કવિઓના રાસો ધન્ય બન્યાં છે. પરંતુ રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજની અંદર પોતાની કાઠીઆવાડી વિદ્યાર્થીની બ્હેનોના વૃંદમાં, અસલ કાઠીઆવાડી ઢાળનો રાસ ગાતાં ગવરાવતાં તો એ બ્હેનને હજુ હમણાં જ જોયા. પોતાની રાસઘેલી શિષ્યાઓની સાથે સમોવડ બનીને રાસડાનાં કુંડાળામાં ઘૂમતાં, કાઠીઆવાડી રાસડા ઝીલતાં, ઝીલાવતાં, અને પોતાની ઉદાર રાસવૃત્તિ વડે પ્રાચીન અર્વાચીન રાસડાઓની વચ્ચે સંગમ કરાવતા એ બ્હેને વિના સંકોચ પોતાની વિદ્યાર્થીની બ્હેનો કનેથી મારા માટે અનેક મધુર ગીતો કઢાવી આપ્યાં છે. પ્રત્યેક પુસ્તકની માફક આના મુખપૃષ્ઠ પર પણ ભાવવાહી ચિત્ર કરી આપી મારી લેખન-ભાવના સાથે તાદાત્મ્ય અનુભવનાર મિત્રવર રવિભાઈનું ઋણ પણ કેમ ભૂલું?

હું તો માત્ર નિમિત્ત જ બન્યો છું. ગીતોનાં સાચાં દાન દેનારાં તો આ બધાં છે. ગીત-સંગ્રહની મારી આ ત્રીજી કુલછાબ ગુર્જરી માતાને ધરતાં ધરતાં, આ તમામ પ્રેમીજનોનું ઋણ સ્વીકારી લઈ અને રાસ-રાત્રિની પૂર્ણાહૂતિએ મારી ગુજરાતણ બ્હેનો જે પંક્તિઓ ગાય છે, તે જ પંક્તિઓનું સ્મરણ કરાવી હું કૃતજ્ઞ હૃદયે વિદાય લઉં છું કે

"અમે અમારા ઘેરે જાશું
બેનો રામ રામ છે!
"બોલ્યું ચાલ્યું કરજો માફ
બેનો રામ રામ છે!

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર
૧૫ : ૬ : '૨૭

સંપાદક

# લોકગીતોની તુલના-દૃષ્ટિ

§

લોકગીતોના પ્રદેશનો સીમાવિસ્તાર કેટલો? એ વડલાની અનેક શાખાઓ : રાસડા, કીર્તનો, ધોળ, સળુકા, રામાવળા, કૃષ્ણાવળા, ભજનો, દુહાઓ ઈત્યાદિ.

રાસડાની પણ નૂજવી જાતો:

૧. ગીતકથાઓ અથવા કથાગીતો : Ballads

૨. ઉર્મિગીતો

૩. ઋતુગીતો

૪. બાલગીતો.

૫. સંસાર-ચિત્રો

૬. મર્મ-ગીતો

ગીતકથાઓ કઇ કઇ ?

ઐતિહાસિક ગીતકથાઓ : જસમાનો રાસડો, રાણકદેવીનો રાસડો, દાદુભા, દાજીરાજની કુંવર, સોનલ ગરાસણી, વેલો રાવળ, બાલૂડો જોગી ગોપીચંદ વગેરે, જેમાં ગ્રામ્ય ઇતિહાસના, વીરત્વના, સતીત્વના, વિષ-પ્રદાનના, અપહરણના આદિ કરૂણ બનાવો ગવાયા છે.

કૌટુમ્બિક ગીતકથાઓ : જેવી કે મોટાં ખોરડાં, પાતળી પરમાર, વીરને વખડાં, વાંઝીયાં આદિ કુટુમ્બ-જીવનના કલેશોમાંથી જન્મતી, પણ અખૂટ આત્મસમર્પણની અથવા અનુકમ્પાજનક જીવન-અંતની ઘટનાઓ.

૩. ઇતિહાસ–યુગ પૂર્વેની, એટલે કે Pre–historic કાળની કથાઓ કહેતાં ગીતો : જેવાં કે હરચંદ રાજા, રામનાં લગ્ન, સીતા વનવાસ વગેરે. એને આપણે Legendary Ballads કહી શકશું.

આ ત્રણે ભાતની ગીતકથાઓને યુરોપના લોકગીતોમાંથી સરખા-સરખી બ્હેનો મળી આવે છે. બન્નેના ઉદ્ભવ, વિકાસ અને મૃત્યુનાં પગલાં એક જ માર્ગ પર પડતાં આવ્યાં છે. બન્નેમાં સમાન લક્ષણો વિલસે છે. પરન્તુ યુરોપી વિવેચનસાહિત્યમાં ત્યાંના 'બૅલેડો'નાં મૂલ મૂલવાયાં છે, સારાં માઠાં બૅલેડને કસવાના નિયમો નક્કી થયા છે. આપણે ઘેરે આપણાં લોકગીતો હજુ વિવેચનના અધિકારને પામ્યાં નથી. તેથી આપણે આપણાં ગીતોને યુરોપી વિવેચનાની સરાણે જ ચડાવવાં રહે છે. યુરોપી વિવેચનકારો ઠરાવે છે કે :

They are the stories of

1. Heroism in danger
2. Gallantry in war
3. Constance in Love
4. The Conflict of the treacherous against the brave in battle.

ભય સામે ઝૂઝતા વીરત્વની, યુદ્ધમાં પ્રગટતા પરાક્રમની, પ્રણયમાં બતાવાતી વફાઈની અને વીરનરો સામે રચાતા વિશ્વાસઘાતની એ વાતો છે. અને taken as a whole, they represent life in its somber (dark) rather than joyful aspect : એકંદરે જોઈએ તો એ ઝીંદગીની ઉલ્લાસભરી દિશા કરતાં ઉદાસીભરી દિશાને વધુ પ્રમાણમાં રજુ કરે છે.

## કંકાસ કે કરૂણતા?

કૌટુમ્બિક કંકાસ અને તેમાંથી નીપજતી નિર્દોષ વહુવારૂઓની અથવા બ્હેન ભાઇઓની હત્યા આપણાં લોકગીતોમાં ભેદક સ્વરે વર્ણ-વાયલી છે. લોકગીતોને તિરસ્કારનારાઓ આવા ગીતોને પોતાના તિર-સ્કારના સમર્થનમાં ટાંકી બતાવે છે અને પ્રશ્ન કરે છે કે આ જ તમારૂં લોક–સાહિત્ય ને ?

સાહિત્યનાં મૂલ મૂલવવામાં આવો વિચાર–ગોટાળો અત્યંત અંત-રાય જન્માવે છે. યુરોપી સાહિત્યે Tragedy–કરૂણરસ વિષેનું જે આખું ઉદધિમંથન કરી જગતને રત્નો ધર્યાં છે, તેનુ દુઃખદ અજ્ઞાન

આ દલીલની પાછળ ડોકાયાં કરે છે. એ દલીલને જોરે તો જગતમાંથી શેકસ્પીઅરનાં નાટકોનો પોણો ભાગ દેશવટે જાય અને વિશ્વ-સાહિત્યકારોની-ડાન્ટે, મીલ્ટન અથવા ઈબ્સનની ગરદનો છેદાય. પરંતુ જે ઘડીએ આર્યાવર્તના આદ્ય નાટયગુરૂ ભરતમૂનિનું ધાર્મિક ફરમાન પણ ઉથાપીને આપણે આપણાં નાટકોને કરૂણાન્તમય કરતાં થઇ ગયા છીએ, તે ઘડીયે કરૂણાન્તભીનાં લોક-ગીતોની કતલ ચલાવવી રહેલ નથી.

વિશ્વ-સાહિત્યનાં હોય તેટલા ભુવનોમાં ફરી વળો: ને પછી કહો, કરૂણતાનું સ્થાન કેટલું છે? અને વિનોદનાં, પ્રફુલ્લિત કથા-અંતનાં મૂલ કેટલાં અંકાય છે? શેકસ્પીઅરનું ઑથેલો, ટાગોરની નવલિકા, શરદબાબુની નવલકથા કે દ્વિજેન્દ્રનું નાટક : એમાં શું કલહ નથી? અંતરના વલોપાત નથી? મૃત્યુ નથી? મુંઝવણો નથી? રક્તપાત નથી? ભીષણતાના પંજામાં ચંપાતું નિરપરાધી માનવ-પારેવું નથી? લોક-ગીતોમાં શું છે, કે જે ઉત્કૃષ્ટ સાહિત્ય-કૃતિઓમાં નથી?

હા, તમે એમ આરોપ મૂકતા હો, કે લોકગીતોમાં ક્રૂરતા અથવા કંકાસ અથવા વૈરવૃત્તિને ઉશ્કેરનારૂં, એ વૃત્તિમાં રાચનારૂં કે એનો બચાવ કરનારૂં લક્ષણ છે, તો તેની સાબીતી પર આપણે એ ગીતોનો પરિત્યાગ કરીએ. 'બાર બાર વરસે નાવણ્ું ગળાવી' એ કથામાં પોતાનાં પુત્ર-દંપતિનું બલિદાન ચડાવતાં માતપિતા રાચે છે ખરાં? 'દાજીરાજની કુંવરી'ના રાસડાને અંતે શું શ્રોતાજન શોકયોનાં વેરઝેર વિષેની કટુ-વૃત્તિ વા કાળી ઈર્ષા-વેદના લઇ ઉઠે છે? કે નિરપરાધી કુંવરીના કોડભર્યા જીવતરના અણધાર્યા ક્રૂર અંતમાંથી પ્રેમ, કરૂણા, આત્મ-મંથન અને નિગૂઢ સંસાર-ઘટનાનું ઉંડું નિમજ્જન અનુભવીને ચાલ્યા જાય છે? 'મોટાં ખોરડાં' વગોવનાર વહુના વિષ-પાનને નિરખી કયો ભાવ આપણા અંતઃકરણનો કબ્જો લઇ બેસે છે? "પાતળી પરમાર"ની વાર્તા આપણા કાનમાં વેર, ધિક્કાર વા ઘાતકતાની વાત કહી જાય છે, કે દાંપત્યના અબોલ બલિદાનની? એટલેથી જ ન અટકતાં, આપણે તો 'કડવલી' કણબણની ઘટના પણ તપાસીએ : પોતાના ખેડુ પતિ સાથેની સરલ જીવન-યાત્રામાંથી 'કડવલી'ને કોઈ લંપટ પ્રેમિકે આકર્ષી લઇ વિલાસી જીવનના ફાંસલા નાખ્યા. બાવાની વાંસળી પર મોહ પામનાર કડવલીએ પોતાના સ્વામીને ઝેર પાયું. પોતે નવા પ્રેમિકની સાથે ન્હાસી ગઈ. લોકગીતના રચનારે આ બધી પતન-ઘટનાને બે ત્રણ ગીતોમાં વર્ણવી. એ વર્ણન શું કડવલીની 'હિમ્મત'ને વંદન કરે છે? એ શું વિલાસના આવા દારૂણ સ્વરૂપ પર કાવ્યનાં પુષ્પો ચડાવે છે? અથવા

કંઇ નહિ તો શું એ 'કડવલી'ના elopment–પલાયનને વિનોદ–સ્વરે ગાઇ ગ્રામ્ય જનતાને લ્હેર ચડાવે છે? ના. કડવલીનાં ગીતો–ત્રણે ગીતો એ ભોળી ગામડીયણ યુવતીના દારૂણ અધઃપાતને આલેખી તે જીવન–વિનાશ પર ટપકાવેલ ત્રણ આંસુ સરખાં છે. જુઓ :

ઉગમણા ઓરડા કડવી! નવ ગમ્યા રે,
ખપેડાબંધ ખોરડે મન મોહ્યાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે!
કાચાળાં કાપડાં કડવીને નવ ગમ્યાં રે!
કોણી ઉતાર કાપડે મનડાં મોહ્યાં રે
રણમાં રોળી રે કણબણ કડવલી રે!

એમ રણછોડ પરણ્યો ન ગમ્યો, હનુભાઈ ગરાસીએ મન મોહ્યાં જાડા સાડલા ન ગમ્યા, ઝીણી પછેડીએ મન મોહ્યાં : ભરેલા ઘાઘરા ન ગમ્યા, ઘેરદાર ઘાઘરે મન મોહ્યાં : એ બધા વર્ણનમાંથી કયો સૂર ઉઠે છે? ગોલ્ડસ્મીથનું Deserted Village: હેનરીવુડનું East Lyne: ધુમકેતુની અનેક વાર્તાઓ : એ બધા સૂરો શું એક જ વાજીંત્રના તાર પરથી નથી ઉડતા ?

આપણે આ અધમ કહેવાતું લોકગીત લીધું છે. અને તેની તુલના કરવા બેઠા છીએ. 'કડવલી'ના બીજા ગીતમાંથી થોડી પંક્તિઓ ટાંકીએ:–

"કડવીની બાઇજી રેંટીયો કાંતે જો
"કડવી બેઠી સોમલ વાટે જો કડવલી!
"સાંજ પડીને રણછોડ વાળુ કરવા આવ્યો જો
"માડી મને વાળુડાં દેજે કડવલી!
માડી રે માડી ધાન કડવાં લાગે જો
તાંબડીમાંથી દૂધડીયાં દેજો રે કડવલી!
વાળુ કરીને રણછોડ વાડીએ ચાલ્યો જો
અડધે જઇને વમન થીયાં રે કડવલી!
ત્યાંથી તે રણછોડ દોડાદોડ આવ્યો જો
માડી માડી કમાડ ઉઘાડો રે કડવલી!
* * *
પાછલી પછીતે ઢોલીઆ ઢાળ્યા રે કડવલી!
* * *
રણછોડની માડી બોલવા લાગી જો
એકવાર હોંકારો દેજે રે જલમીયા!

હવે આ પંક્તિઓની પાસોપાસ મેલીએ અંગ્રેજી બૅલેડ 'Earl Rendal'

1. *O Where have you been,
Lord Rendal, my son?
and where have you been,
my handsome young man?
I have been at Green wood,
mother make my bed soon;
for I'm wearied with hunting,
and fain would lie down.

2. And who met you there,
Lord Rendal my son?
and who met you there,
my handsome young man?
O I met with my true-love:
mother make my bed soon,
for I'm wearied with hunting,
and fain would lie down?

3. And what did she give you,
Lord Rendal my son?
And what did she give you,
my handsome young man?
"Eels fried in a pan;
mother make my bed soon,
for I'm wearied with hunting
and fain would lie down.

---

૧. ઓ! તું કયાં ગયો હતો અમીર રેન્ડોલ, મારા દીકરા? તું કયાં રોકાયો હતો મારા રૂપાળા જુવાન?

હુ ગ્રીનવુડ જંગલમાં ગયો હતો માડી! પણ હવે જલ્દી મારી પથારી પાથરો. હું શિકારથી થાકી ગયો છું. સૂવાનું મન થાય છે.

૨. અને ત્યાં તને કોણ મળ્યું હતું મારા બેટા?

મને મારી સાચી પ્રિયતમા મળી હતી માડી! પણ મારી પથારી જલ્દી કરો!......

૩. એણે તને શું જમવાનું પિરસ્યું હતું બેટા?

માડી! એણે મને તાવડામાં તળેલી માછલી પિરસી હતી. પણ હવે મારી પથારી જલ્દી પાથરો ને!......

કથાનો ભેદ ફુટે છે; એ અમીરજાદાને એની પ્રિયતમાએ વિષ દીધું છે. આ સોરઠી અને સ્કૉટલાંડી બન્ને ગીતકથાઓ દારૂણ વિષાદનની છે, બન્નેમાંથી Tragedyના કરૂણ સૂરો રણઝણે છે. બેમાંથી એક પણ કવિ પાપમાં પ્રસન્નતા અનુભવતો નથી.

આપણી સો બસો ગીતકથાઓની સામે યુરોપીય બૅલેડ ત્રણસો જેટલી સંખ્યામાં પડ્યાં છે. એમાંના પ્રત્યેક ગીતનાં પણ પાંચ પાંચ, દસ દસ અને પચીસ પચીસ જેટલાં તો પાઠાન્તરો છે. એનો આખો સંગ્રહ તો 'English and Scottish Ballads'ને નામે છેક ઈ. સ. ૧૮૮૨થી, દસ વિભાગમાં વ્હેંચીને પ્રો. ફ્રાન્સીસ જેમ્સ ચાઈલ્ડે પ્રગટ કર્યો હતો. એના ઉપર એ વિદ્વાન સંશોધકે પોતે, હેલન ચાઈલ્ડ સારજંટ અને જ્યૉર્જ લીમન કિટેરીજ નામના બે જોડીદાર પ્રોફેસરોએ, હાવરફોર્ડ કોલેજના પ્રોફેસર ફ્રાંન્સીસ ગમ્મીઅરે, એવા આશરે પચીસ આંતર્-રાષ્ટ્રીય પ્રતિષ્ઠાવાળા સાહિત્યકારોએ પોતાની વિવેચના પ્રગટ કરી છે. એ પ્રાચીન બૅલેડની રચના પસંદ કરી, સ્કૉટથી માંડી કૈંક કવિઓએ રચેલાં નવી શૈલીનાં બૅલેડ આજ પણ યુરોપની તેમજ હિન્દની વિદ્યાપીઠોના અભ્યાસની અંદર મહત્ત્વનું સ્થાન રોકી બેઠાં છે. એટલે લોકસાહિત્યની વિવેચનાના સિદ્ધાંતો આપણે ત્યાં હજુ નક્કી ન થયા હોવાથી એ પાશ્ચાત્ય લોકગીતોના કાવ્યરસિકોએ મહા પ્રયત્ને ઘડેલી સુવર્ણ-તુલાને જ આપણે વાપરવી જોઇશે અને એ પાશ્ચાત્ય ગીતોનું અધ્યયન કરવું પડશે. એટલે હવે આપણને ખટકતું જે કરૂણા રસનું તત્ત્વ, તેની જ ચર્ચા, પ્રો. ગમીઅર પાસેથી પ્રથમ સાંભળીએ:

## લોકગીતોનો કરૂણ રસ

"Ballad : એટલે ગીતકથા : a tale telling itself in verse: ગીત વાટે પોતાને વર્ણવતી કોઈ લોકકથા. કવિ સીડનીએ શિષ્ઠ કવિને ઉદ્દેશીને ઉચ્ચારેલાં વચનો આ આંગ્લ અને સ્કૉટલેન્ડની ગીતકથાઓમાં વિરાજેલી નાની શી કાવ્યદેવીને પણ લાગુ પડે છે: એ પણ "સુમધુર પ્રમાણમાં ગોઠવેલા શબ્દો સમેત અને જાદુભરી સંગીત-કલાની સંગાથે તમારી સન્મુખ આવે છે: અને એ તમારી પાસે કોઇ એક કથા લઇને આવે છે: બચ્ચાંને રમતમાંથી રોકી રાખે તથા વૃદ્ધોને શગડી પરથી ખડા કરી મૂકે એવી કથા લઇને એ આવે છે."

"અને એ કથા શાની હોય છે? કઈ કઈ જાતની? એમાં સાથેસાથ કયો ભાવ તરવરે છે? સાંભળવાને અયોગ્ય તો એ ભાગ્યે જ હોય છે.

ગીતકથાનું કાવ્ય નિર્મલ જ હોય છે. ત્રણસો જેટલી ગીતકથાઓમાંથી માત્ર વીસ જ એવાં નીકળશે કે જેને સુખદ અંતવાળાં–happy ending વાળાં કહી શકાય: વળી એ વીસની અંદર પણ કથાને તો કેવળ કરૂણ અંતમાંથી ઉગારી જ લેવાઈ છે. બાકી ઘણાં ખરાં ગીતોની અંદર તો પહેલીથી છેલ્લી કડી સુધી આપણા હૃદય પર જે વેદનાની અસર ચાલુ રહે છે, તેને ખસેડવામાં એ સુખદ અંત–happy ending કશા કામમાં આવતું નથી. આ થોડીએક સુખપર્યવસાયી કથાઓને વટાવતાંની વાર જ, તેની લગોલગ એક જ્વાલામય દ્વાર ઉભું છે, અને એ દ્વાર વાટે જઈને જ વાચક ભીતરના ખરા કિલ્લામાં દાખલ થઇ શકે છે. તમામ ગીતકથાઓને જોઈ વળો, તો કરૂણાન્ત જ મોખરે ઉભેલો દિસે છે. એ કરૂણાન્ત ગીતો જ સહુથી વધુ લાક્ષણિક, પૂરાતન, મનોહર અને ઉત્કૃષ્ટ છે. એ બધાં કાવ્યો, કવિતા વિષેની કવિ વર્ડ્ઝવર્થની વ્યાખ્યાને–એટલે કે કવિતા તો "શાંત મનોદશામાં સાંભરેલી ઉર્મિ-emotion recalled in tranquillity છે"–એ વ્યાખ્યાનો સૂચવનારાં નથી. એ તો

> "Like the Volcano's tongue of flame,
> "Up from the burning core below
> "The canticles of love and woe."

"ભીતરમાં સળગતા, હૃદયમાંથી ઉછળતા, જ્વાલામુખીની જ્વાલ-જીહાઓ જેવાં એ પ્યાર અને વેદનાનાં ગીતો છે' એ એમરસનની વ્યાખ્યાને જ વધુ બંધબેસતાં છે.

"કશી ચર્ચા કર્યા વિના એ ગીતકથાઓ માનવી અને કિસ્મત વચ્ચેની અથડાઅથડીનો પડઘો પાડે છે. જો એમાંથી કાંઈ સાર લેવો હોય તો તે આડકતરી રીતે જ લેવાય છે. અને એ પૂરાતન સાર શો છે? એજ કે કિસ્મતના પંથ અનિવાર્ય છે, છતાં એના ભોગ થઇ પડતા માનવીએ તો પોતાની દુર્દશા પર રડવાનું વા હસવાનું નથી, પણ કેવળ મર્દની રીતે વર્તવાનું જ છે. એનો અંતિમ ઉચ્ચાર છે કરૂણા-જનકતા : Tragedy : નિરાશાવાદ–Pessimism નહિ.

"એનું ઉત્કૃષ્ટ મૂલ્ય જ એ છે કે અન્ય કોઈ કવિની પાસે ન હોય તેવાં સાધનો વડે એ જૂનાં સ્મરણોને જગાડી શકે છે. એ જંગલી કાવ્ય નથી, primitive verse નથી–લવલેશ નથી. એમાં તો કાવ્ય–કલાનું ગુંથણ છે. આજ પણ એ પ્રાચીનતાના સૂર કાઢી

યુગયુગની પરંપરાનાં સ્મરણો જગાડે છે. એજ એનાં મૂલ્ય છે. એ કાંઈ કેવળ જૂના સાહિત્યના સંરક્ષણનું–survival નું મૂલ્ય નથી. ના, એ તો આધુનિક નરનારીઓની અવસ્થાઓને પણ આલેખે છે. અને એ તો આપણી પ્રજાની શાશ્વત સંપત્તિ ગણાય તેવાં છે, આજે 'Babylon' નું જંગલી ગીત અને 'Hamlet'નું આધુનિક નાટય–ધન, બન્ને વચ્ચે સામાન્ય કાવ્ય–લક્ષણ હોવું જ જોઇએ. ઉત્કૃષ્ટ ગીતકથા અને જગતનાં મહાન કાવ્યો, બન્ને ઘણી બાબતોમાં સરખાં છે ને એક જ પંથે પ્રયાણ કરે છે. એ ઉભયને આપણે ગઈ કાલની, આજની, પુસ્તકાલયમાં પઢતા માનવીની કે કોઇ એક ઉત્સવ ઉજવતા લોકવૃંદની લાગણીનાં ઉચ્ચારણ તરીકે મૂલવવાનાં નથી, પણ પ્રત્યેક વ્યક્તિથી લઇ સમુદાય સુધી સહુમાં ધબકતા ઉર્મિધબકારાના અવિષ્કરણ તરીકે કસવાનાં છે. બન્નેની અંદર જીવનનાં ઉંડામાં ઉંડાં અને સબળમાં સબળ તત્ત્વોનું સાચું વૃત્તાંત રજુ થાય છે. વેદનાના, વિપત્તિના, શોકના ને શ્રમના સ્વરોને યુદ્ધના, વિજયના, અને પરાજયના સ્વરોથી અળગા પાડવા અને સાહિત્યને એ રીતે જીવન ઉપરના ચિંતન રૂપ–reflection રૂપ બનાવી દેવું, એજ સંસ્કૃતિનું મુખ્ય કાર્ય છે. એ reflection નો–ચિંતનનો ધ્વનિ જૂની ગીતકથાઓમાં સભર ભર્યો છે. અને જેમ આ ગીત–કથાઓમાં તેમજ દરેક મહાન કાવ્યમાં અંતિમ સૂર એક જ છે : કરૂણામયતા વાટે જ એ જીવનને વ્યક્ત કરે છે. અને જે કરૂણામય છે તે જ આખરે સાચું હોઈ શકે: only the tragic can be finally true.

"કરૂણાન્તક વસ્તુ પરના આપણા પ્યારનું કારણ વારંવાર ચર્ચાયું છે. પરંતુ આનો ખુલાસો તો ચોકખો ચટ છે કે "આપણને સત્ય જોવાની તાલાવેલી થાય છે. દિન પ્રતિદિન આપણી સન્મુખ comedyના–હાસ્ય રસના પડદાને લટકાવી રાખી, એ પડદાને જ નાટક માની લેવું આપણને મધુર લાગે છે. પરંતુ પ્રત્યેક માનવીને એક દિવસ તો એવો આવે છે કે જ્યારે એ જેવી હોય તેવી વસ્તુસ્થિતિ જોવા તલખે છે, અને તે વખતે એ જે નિરખે છે, તે જ tragedy છે. બાકી તો સુખમય સમાપ્તિ (happy end) એ આખરે એના અંતરતમ ભાવમાં તો કોઈ દારૂડીયાનું સ્વપ્ન–સ્વર્ગ નથી તો બીજું છે?

"અસલી ગીતકથાઓ, ભલે અત્યારની આપણી કાવ્ય–પિપાસાને તૃપ્ત કરવામાં ચાહે તેટલી ઉણપભરી ભાસતી હોય, છતાં તે એવા

માનવીઓની પાસેથી આપણને મળી છે કે, જેઓએ જીવનનું કઠોરમાં કઠોર સ્વરૂપ જાણ્યું હતું, પડકાર્યું હતું અને સ્વીકાર્યું હતું. તેઓ બરાબર જાણતા હતા કે પ્રત્યેક પ્રયત્નની સમાપ્તિ વેળા તેઓને તો હારવાનું જ છે.

" અલબત આ ગીતકથાઓને માટે કોઈએ હદ બહારનો દાવો કરવાનો જ નથી. એમાંનાં ઘણાં ખરાં તો નિઃશંક ઉતરતી કોટિનાં કાવ્યો છે. એમાંનું સર્વોત્કૃષ્ટ ગીત પણ મહાન શિષ્ટ કાવ્યની બરોબરીએ બેસી નહિ શકે. તેમ છતાં જીવન પ્રત્યેની તેઓની દૃષ્ટિ એ જ તેઓની પોતાની એક વિશિષ્ટ મહત્તા છે. તેના રચનારાઓ, શેક્સપીઅરની માફક જ જાણતા હતા કે જીવતરના મહાન ઘમસાણમાંથી ટપકતી વેદના જ ખરા ઉપયોગની છે. અને તેઓ આત્મસ્ફુરણાથી જ સમજતા હતા કે કરૂણાન્ત ઘટનાનો કોયડો અગમ્ય જ છે છતાં તે એની નિગૂઢ અગમ્યતાની અંદર જ કંઇક ઉચ્ચ આંટી-ઉકેલ ધારણ કરી રહેલ છે, અને જીવનનો સાચો અર્થ માત્ર મૃત્યુમાંથી જ નીકળે છે.

"ગીતકથાઓ આવી બધી વાતો બોલતી નથી. ના, લવલેશ નહિ. એના રચનારાઓ અને ગાનારાઓ તો 'Tragedy'ના નામ માત્રથી જ ચમકશે અને 'Tragedy'ની વ્યાખ્યા સમજવા પણ શક્ત નહિ હોય. પરંતુ તે છતાં, પોતાનાં સરલ ગીતોની અંદર જ તેઓએ એ ભય અને પરાજયની જીવન-વાટ દર્શાવી દીધી છે. જીવન-સંગ્રામનું વૃત્તાંત તેઓએ સેનાપતિઓ તરિકે નહિ પણ સાદા સૈનિકો બનીને રજુ કર્યું છે : કેવળ એ સમરાંગણના ઘમસાણ ઉપર જ તેઓએ દૃષ્ટિ ઠેરવી છે. બાકી યુદ્ધરચનાનો, યુદ્ધના ઘેરાનો, સમરના સાથીઓનો તથા શત્રુ-સૈન્યના અણદીઠ સરદારનો તો તેઓને વિચાર સરખો યે નથી આવ્યો."
[The Popular Ballad—by Francis B. Gummere]

## યુરોપી બલેડના રચનારા

કોણ? એ વિષય પર અંગ્રેજી સાહિત્યના ધુરંધરોએ સાગર-મંથન સમી મહેનત લીધી છે. નિરનિરાળી માન્યતાઓ અને નોખનોખાં અનુમાનો એ મંથનમાંથી વલોવાયાં છે. એ પ્રત્યેક અનુમાનની જટિલતા જ આ વિષયને અર્પણ થયેલી ગંભીર મહત્તાનો પૂરાવો આપે છે. એ અનુમાનો આટલાં બધાં છે:—

૧, ધંધાદારી ચારણોએ, ગાયકોએ રચ્યાં, રચીને દેશદેશાન્તરમાં તેનો પ્રચાર કર્યો. [બીશપ પર્સી]

૨. Collectve compcsttion or the creative authorship of an aggregate folk : એટલે કે સહુથી પ્રથમ કોઈ લોકવૃંદે એની રચના કરી જનસમૂહને સુપ્રત કર્યું. પછી એ એક પછી એક ગાયકના હાથમાં રમતું થયું, તે તમામે એમાં ઘટાડા ને ઉમેરા કર્યા. એના પ્રાસાનુપ્રાસ પણ બદલ્યા. પાત્રો પણ પલટાવ્યાં. એમ બે ત્રણ શતકોના પલટા અનુભવ્યા બાદ એ ગીતોની શિકલ એવી તો બદલી ગઇ કે અસલ રચનાર એને દેખે તો એને પોતાની કૃતિ જ ન કહે.

૩. People as a whole composes poetry, without the agency of the individual author: એટલે કે કોઇ કવિ નામની ચોકસ વ્યક્તિની સહાય વગર, લોકવૃંદેજ એકત્રિત બનીને આ ગીતો રચ્યાં : "કલ્પના કરો કે નાની શી એક લોક-મંડળી, દૂર દૂરના કોઇ ભૂતકાળમાં, અથવા તો જીવનની અત્યંત સરલ અવસ્થા વચ્ચે, કોઈ સામુદાયિક રસનો અવસર ઉજવવા એકઠી મળી છે: એ અવસર કોઇ ધાન્યની લ્હાણીની સમૃદ્ધિભરી સમાપ્તિનો હોય, અથવા તો કોઇ ખૂની લૂંટારાઓ સામેના વિજયશાળી યુદ્ધનો હોય. એ રીતે એકત્ર મળવાનો આશય સહુને માલૂમ હોય; જે શૌર્ય-ઘટના ગાવાની છે તે; અને જે નૃત્ય તેની સાથે ચાલવાનું છે તે પણ આખા વૃંદને સુપરિચિત હોય. સાથોસાથ લાગણીની-મનોભાવની એકાત્મતા હોય. સુધરેલા સમાજની નાની શી મંડળીમાં જે રસની કે વિચારની ભિન્નતા રહે છે તેવી લગીરે ભિન્નતા આ લોક-વૃંદમાં ન હોય; એવા લોક-વૃંદનું નામ જ "the folk" અર્થાત એક ગાતું, નાચતું અને કવિતા સૃજવાને માટે અનિવાર્ય એવી માનસિક તેમજ હાર્દિક ઉત્તેજના વડે રોમાંચિત થયેલું-અનેકમાંથી એક જ પ્રાણરૂપે ધબકતું માનવ-મંડલ: એવી એકત્રિત ઉર્મિવશતા અને એક સમાન માનસિક વિચારણા ગીતોના શીઘ્ર સર્જનને માટે અત્યંત અનુકૂલ છે, એટલું જ નહિ, પણ એવી અવસ્થામાંથી કાવ્યનું સર્જન થયા વિના રહેતું જ નથી. આ કાંઈ કાલ્પનિક ચિત્ર નથી. આ તો ગંભીરમાં ગંભીર જાતનું વિજ્ઞાન છે. આવો સમુદાય હોઈ શકે, તેનાં અનેક પ્રમાણો મોજૂદ છે.

હવે વિચારીએ કે એવી મંડળીની અંદર કવિતા કેમ સરજાતી હશે ! વૃંદનાં વિવિધ માણસો, એક પછી એક પોતાને તાત્કાલિક સ્ફુરેલી કડીઓ નૃત્ય કરતા કરતા ગાતા જાય, અને એ પ્રત્યેક વ્યક્તિની રચેલ કડીઓનું અખંડ આખું એક ગાન બંધાય. આ રીતે રચાયલું ગીત કોઈ એક માનવીની રચના નથી. "the folk is its author."

આનું લો.સર્જન સુલભ હતું તેના પૂરાવા રૂપે પ્રોફેસર કિટરીજ ફૅરો નામના ટાપુઓ (Faroe Islands)ની જંગલી પ્રજાના આવા આધુનિક રિવાજનો કિસ્સો ટાંકે છે. અને બીજા દષ્ટાંત રૂપે, રૂશીઆનાં કારખાનામાં સીગારેટો વાળતી મજૂર કુમારિકાઓ કામ કરતી કરતી જે પરસ્પરનાં વિનોદ-ગીતો જોડે છે તેનો ઉલ્લેખ કરે છે. આવી સામુદાયિક રચનાના ત્રણ આધારો-ત્રણ આંતરિક પુરાવાઓ અપાય છે:-

(૧) Refrains: ગીતનો ટેક : ટેકવાળી પંક્તિ : આ પંક્ત કોઈ એકાંતમાં બેસીને ગીત જોડતા એકલવાયા કવિને સૂઝે જ નહિ. એ તો વારંવાર સમુદાયને જ ગાવાની પંક્તિ છે. એ સૂચવે છે કે ગીતની રચનામાં ગાન ને નર્તન આદરતું લોક-વૃંદ તો હાજર હોવું જ જોઇએ.

(૨) * Recurrent passages : જૂદાં જૂદાં ગાનોમા બોલાતી-પુનરૂક્તિ પામતી એકની એક કડીઓ; કે જે આપણી કલ્પનાને કોઇ એકાન્તવાસી કર્તાને બદલે સામુદાયિક કર્તૃત્વના અનુમાન ઉપર દોરી જાય છે.

(૩) × Incremental repetition : એની એ કડીનું થોડા એવા ફેરફાર સાથે પુનરાવર્તન થાય, જે ફેરફારથી વાર્તા આગળ વધે. દષ્ટાંત તરીકે:

What will you give to your sister Anne
My silken scarf and my golden fan.
× × ×
What will you leave to your sister grace!
My bloody clothes to wash and dress.

---

* Recurrent passagesનાં દષ્ટાંત આપણી ગીતકથાઓમાંથી નીચે મુજબ ટાંકી શકાય :—

૧. આવશે રે કાંઇ ચોમાસાના દા'ડા
રે મેહુલા તમને ભીંજવે રે લોલ!
સાથે લેશું મોણીઆ ને કાંઈ માફા
રે મેહુલા અમને શું કરે રે લોલ!

[ ર. રા. ભા. ૩. પૃષ્ટ ૨૪ ]

૨. મારી નવરંગી વાડીમાં કેવડો મ્હેકીયો રે લોલ;
આવ્યા ચોમાસાના દા'ડા લાગે હવે દોયલા રે લોલ;
ભેળા અમ્બર છતરી લેશું ચોમાસું શું નડે રે લોલ!

[ ર. રા. ભા. ૨ : પૃષ્ટ ૭ ]

આવી રચનાને પણ 'રચનાર લોકવૃંદ' ની અપેક્ષા રહે છે. ગીતકથાનું શીઘ્ર સર્જન આખો ઉત્સવમગ્ન સમુદાય કરી રહ્યા હોય ત્યારે જ આવી રચનાની જરૂર પડે છે. આ બધાં

ગીત રચનાનાં લક્ષણો તેમજ બૅલેડની અંદર એકંદર તરવરી રહેલ અવ્યક્તિત્વનું-Impersonalityનું વાતાવરણ આપણને એવી અટકળ પર આણી મૂકે છે, કે ભૂતકાળમાં સમાજની સરલ અવસ્થાને સમયે કોઇ ઉત્સવ-તલ્લીન, નાચતા, ગાતા તથા ઉર્મિ અને કલ્પનાશક્તિનું તાદાત્મ્ય અનુભવી રહેલા લોક-વૃંદે એક સામટા મળીને આ ગીતો રચ્યાં હોવાં જોઇએ એવો પ્રો. કિટરીજનો સબલ મત છે.

૪. **Things of genius :** કોઇ મહા બુદ્ધિશાળી માનવીનાં રચેલાં છે: એ મત સર આરથર કવીલર-કાઉચનો છે. એ દલીલ કરે છે કે બૅલેડ કોઇકે તો રચ્યાં હોવાં જ જોઈએ. અને તમને તે એમ લાગતું હોય કે લોક-વૃંદે એકઠાં થઇને રચ્યાં છે, તો એક જાહેર સભા બોલાવીને પછી અજમાયશ કરી જોજો ! કવિતા એ રીતે રચાઇ હોવાનો, માનવજાતનો ખુદ ઇતિહાસ જ ઇન્કાર કરે છે. એ રચનાર કોઇ વ્યક્તિ હોવી જ જોઇએ. અને અત્યારે જે સ્વરૂપે આપણા હાથમાં આ બૅલેડ આવ્યાં છે, તેની ઉપર તો બેશક અલ્પ મનુષ્યોના સુધારા વધારાના થર ચડેલા હોવા જ જોઇએ, પરંતુ તો એ કોઇ પ્રતિભાશાળી કવિની -Geniusની-રચના જ હોવી જોઇએ. આ મતના સમર્થનમાં હેન્ડરસન નામનો વિવેચક પોતાની The Ballad in Literature નામક પુસ્તિકામાં ઉચ્ચારે છે કે:—

" A skilled art of narration, of drammatic presentation of incidents, is also conspicuous in many ballads, which for the most part, are now woeful examples both of rhyme & expression; and here and there we meet with isolated stanzas, matchless for their felicitous simplicity and their conveyance of

---

× Incremental repetition નું આપણા લોકગીતોમાંનું દૃષ્ટાંત—

આડો આવ્યોરે સોનલ ! દાદાનો દેશ જો,
સોનલે જાણ્યું જે દાદો છોડાવશે.

× × ×

આડો આવ્યો રે સોનલ કાકાનો દેશ જો,
સોનલે જાણ્યું જે કાકો છોડાવશે.

tragic pathos. Are these examples of literary exceptions, or do they point to the previous existence of many ballads of real literary merit, ballads of interest not merely as vehicles of old legends or records of curious superstitions, but as examples of an ancient poetic art, not essentially faulty in rhyme & jejune in expression, but practised by men of some accomplishments, and now and again by men of genius ?

" અત્યારે જે બધાં કથાગીતો પ્રાસાનુપ્રાસો તેમજ ભાષા-પ્રયોગના છેક કંગાલીયતના નમૂના થઇ પડયાં છે, તેમાંનાં ઘણાંની અંદર કોઇ દક્ષતાભરી વર્ણન-કલા અને નાટયોચિત ઘટના-નિરૂપણ ઝલકી રહેલ છે. ઉપરાંત તેમાં અંહી તંહી કેટલીક અકેલી અટૂલી તો એવી કડીઓ આવે છે કે જે સરલ શૈલીના હિસાબે તથા કરૂણોર્મિને હિસાબે સાહિત્યમાં અજોડ લાગે છે. આવાં ગીતો શું માત્ર અપવાદ રૂપ જ છે ? કે શું એ કોઇ એવાં ઉચ્ચ કોટિનાં જથ્થાબંધ કથાગીતોનું અસલી અસ્તિત્વ હોવાની સાક્ષી આપે છે-જે ગીતો કેવલ જૂની પુરાણ-કથાઓનાં જ વાહકો અથવા તો વિચિત્ર વ્હેમોનાં દફતરો જ નહિ હોય, પણ પ્રાસ તેમજ ભાષાના દોષથી મૂક્ત એવાં, કોઇ વિદ્યાપ્રવીણ માણસોના રચેલાં-અલ્કે કોઇ કોઇ વાર તો પ્રતિભાસંપન્ન મનુષ્યોનાં રચેલાં હશે ? "

## ચારણોએ રચ્યાં ?

ના; ઘણા ખરા અંગ્રેજ વિવેચકો બારીક અભ્યાસને અંતે આ વાતનો ઇન્કાર કરે છે. ચારણ અલબત અતિ પ્રાચીન પાત્ર છે. એલીઝાબેથના પૂર્વે બેશક એ ચારણ રાજદરબારો તથા મહંતોના મઠોનો આશ્રિત બની તેઓનાં અત્યુક્તિભર્યાં ગીતો રચતો અને દ્રવ્ય દળતો. ઘણું ખરૂં તો એ કાયમી પગારદાર જ હતો, પરંતુ ગઢકિલ્લા અને સાધુમઠો ( castle & convent ) સાથેનો તેમજ સત્તાધીશો, ધનિકો ને વિદ્વાનોની મંડળી સાથેનો તેનો આ સહવાસ જ લોકજીવનનાં આ નમ્ર ગીતો સાથેના તેના સંબંધની વાત બીનપાયાદાર ઠરાવે છે. ચારણ મેળામાં, દાયરામાં અને રાજકુલોને આંગણે કોઈ શુભ અવસરોમાં ભમી ભમી લોકોને પોતાના વાણી-વૈચિત્ર્ય વડે વિનોદ કરાવતો હતો. પરંતુ બીજી બાજુથી ગ્રામ્ય લોકો પોતાના નૃત્ય-ઉત્સવોમાં અથવા

રોજી દી મજૂરી કરતાં કરતાં જે સાદાં સુમિષ્ઠ ગીતો ગાતાં, તેને તો નિ:શંક આ ચારણ ધિ:કારતો હતો. યુરોપી ચારણ પણ હમેશાં પોતાના ગીતમાં અઘરી, અટપટી, મુશ્કેલીભરી અને આડમ્બરી વાણી જ વાપરવા તરફ ઢળતો.

"Banned by the church, alternately petted & reviled by the lords and knights for whom they practised every art of the entertainer, and whether in poor or rich estate, the minstrels were at the farthest possible remove from the unlettered and artless simplicity which marks genuine ballads of tradition. (Gummere)

[મહંતોના મ્હોમાંથી બાતલ થયેલા, અને જેના મનરંજનને માટે પોતે પોતાની દરેક કલા અજમાવતા તે અમીરો ને સામંતોના સમૂદાયને હસ્તે ઘડીક શાબાસી તો ઘડીક તિરસ્કાર પામતા આ ચારણ–ભાટો–ગરીબ અથવા તવંગર ચાહે તે અવસ્થામાં–પેલી સાચાં બૅલેડોની અંદર વિલસતી અશિક્ષિત જનોની સ્વાભાવિક સરલતાથી તો સો ગાઉ વેગળા જ હતા.]

વળી: લગભગ બધાં જ સાચાં આંગ્લ બૅલેડો ધંધાદારી ચારણની સ્મૃતિમાં નહિ પણ ગૃહજીવનની કૌટુમ્બિક સ્મરણ શક્તિમાં જ જળવાયાં હતાં. જ્હૉન ઓબ્રે નામનો ગ્રંથકાર કહે છે કે "સ્ત્રીઓ વાંચતી થઇ તે પૂર્વે તો આખો ઇતિહાસ માતાઓ પાસેથી ઉત્તરોત્તર દીકરીઓના કંઠમાં ઉતરતો,...એ રીતે મારી આયાને પણ છેક ઇંગ્લાંડના વિજય [conquest] થી માંડી ચાર્લ્સ પહેલા સુધીનો ઇતિહાસ બૅલેડ રૂપે જ કંઠસ્થ હતો." પ્રો. કિટરીજ પણ લખે છે કે આ તમામ ગીતકથાઓ સ્ત્રીસમુદાયને મુખેથી જ મળી આવી છે. અને ચારણને તો એ સમુદાયની સાથે દૂર દૂરનો પણ સમાગમ કદિ સંભવતો નથી. Ballads are one thing and minstrel poetry is another. It is difference between saphistication and artlessness. Minstrel's songs will suit the hall better than the bower, the tavern or the public square better than the cottage, and would not go to the spinning-wheel at all. (Kittirege)

યુરોપી બૅલેડો વિષેની આ ચર્ચા આપણી ગીતકથાઓને પણ લાગુ પડે છે કે નહિ તે વિચારવા જેવું છે. આપણો ચારણ વર્ગ તો રાગ

કાઢીને ગવાતાં ગીતોમાં રસ જ લેતો નહોતો. આપણા રાવળો, મીરો, નાથબાવાઓ કે તૂરી લોકો પણ આજ મોટે ભાગે સ્ત્રીઓના પ્રાચીન રાસડાઓથી અજ્ઞાત જ છે. તેઓ ઘણે ભાગે પોતાના દાતાર બારવટીઆઓ અથવા દરબારોની પ્રશસ્તિના જ રાસડા ગાય છે. એ પ્રશસ્તિમાં ઘટનાઓ ઉપર નહિ, પણ અત્યુક્તિભર્યાં વખાણ પર વધુ ભાર દેવાય છે. એમાં કાયમ અંતરના ઉદ્‌ગારો નથી હોતા. નિખાલસ ગુણદોષનું વર્ણન દેખાતું નથી. અલબત કોઇ કોઇ ચમકારા એ કાવ્ય-રચનાની અંદર માનવોર્મિનું ક્ષણિક દર્શન કરાવે છે: જેવા કે

૧. ડુંગરે ડુંગરે કાદુડાના ડાયરા!
દારૂ ગોળાની વાગે ઠારમઠોર રે મકરાણી કાદુ!
જૂની વસતી જમાદાર માર્ય મા!
એવડાં તે દુઃખનો દઇએ લોકને!

૨. ડુંગરડા દોયલા થીયા,
પગ તારો વેરી થીયો,
રામવાળા ગલઢેરા! ડુંગરડા દોયલા થીયા.

૩. કચ્છ ભૂજના રાજા!
છેતરી છેલોને નો'તા વાઢવાં.
ભોળવીને એનાં માથડાં નો'તાં વાઢવાં.

અથવા કોઇ ઓજસ્વંતુ શબ્દચિત્ર:—

કેડે કટારાં વાંકડાં મોવર!
ગળે હલકે ગેંડાની ઢાલ;
ખંભે ખંભાતણ શોભતી મીયાણા!
ભલી ભજાડી તરવાર—
તરવારે મોવર તેવો, સૂરો જવાન સાવજ જેવો રે
તરવારે સંધવાણી તેવો!

આ સિવાય લોકહૃદયના હર્ષ-આક્રંદના સૂર આ ધંધાર્થી ગાયકોના વાજીંત્રને તારે ઝાઝા ચડયા નથી. પછી તો વૃત્તિ ખુશામદમાં વળી અને કાવ્ય-શક્તિ અનુકરણમાંજ ગબડી પડી. એનાં એ વર્ણનો, ભાડે મળતાં વસ્ત્રાભૂષણોની માફક હરકોઇ દાતારને વિભૂષિત કરવામાં રોકાયાં છે. છતાં કોઇ કોઇ જળપ્રલય, ભયાનક આગ અથવા એવી ભીષણ હોનારત જોતાં તે ધંધાદારીઓની હૃદય-વીણાના કોમલ તાર પણ કાંપી ઉઠયા છે, અને તેમાંથી વારંવાર

"કાસમ તારી વિજળી
રે મધ દરિયે વેરણ થઇ !"

એવી નૈસર્ગિક ગીતકથાઓ નીસરી પડી છે. એવે સમયે તો એ ભટકતો અને પ્રશસ્તિઓ વેચતો જાચક પણ લોકસમુદાયની થડોથડ આવી લોક–લાગણીના પડછંદા ઝીલી શકતો. છતાં એ 'વિજળી' નૌકાની જલ–સમાધિના ગીતને "બાર બાર વરસે નાવણી ગળાવી" એ ગીત સાથે મૂકી જુઓ, એટલે ધંધાદારી ગાયકની તથા ઉર્મિપ્રધાન લોક–કવિની કાવ્ય–રચના વચ્ચેનો તફાવત સમજાઇ જશે. કુદરતી લોકગાન અને આજીવિકા અર્થે કરેલું કલા–સર્જન આપોઆપ અળગાં પડી જશે. કેમકે 'બાર બાર વરસે'નો જન્મ થયો છે સ્ત્રીજનોની રાસ–રમતની કોઇ અજવાળી અધરાત્રિયે, સંયુક્ત સામુદાયિક ઉર્મિને નૃત્યમાં અપનાવવા કાજે; અને 'વિજળી'નું સર્જન થયું છે જનમનરંજનની ઇચ્છાથી રાવણહથ્થાના તાર ઉપર. એવુંજ કંઇક યુરોપી વિવેચકને લાગવાનું. રોટલાના અકકેક બટકાની આશા કરતો નાથ બાવો બેશક, ઉંબરે ઉંબરે જતો હોવાથી 'ગોપીચંદ' જેવાં ઉત્કૃષ્ટ લોકપ્રિય ગીતો ગાતો થયો છે. પરંતુ એ ગીતોને પોતે પોતાનાજ કોઇ અમુક પૂર્વજની રચના તરીકે નથી લાવતો. એ તો લોક–સમુદાયમાંથી સાંભળીને લોક–પ્રીતિ અર્થે કંઠસ્થ કરી લે છે. કોઇ ધંધાદારી જાચક–વર્ગ તો આપણી ગીત–કથાઓનો મોટે ભાગે સર્જક નથી તે સ્પષ્ટ દેખાય છે. છતાં 'વિજળી' ઇત્યાદિના સરજનહારોનો વારસદાર, જો લોક–જીવનમાં પોષણ પામ્યો હોત તો નૈસર્ગિક લોક–કવિઓની પરંપરા ન લોપાઇ ગઇ હોત એ ચોકસ વાત છે.

આવી અનેક અટકળોના અણઉકેલ્યા કોયડા પાશ્ચાત્ય લોકગીતના રસિકોને અકળાવી રહેલ છે. અને એનાં અવતરણો આ સ્થળે આપવામાં એટલુંજ બતાવવાનો આશય છે, કે તેઓએ તમામે પોતાનાં લોકગીતોને "They are genuine poetry, peculiar poetry and sincere poetry *" રૂપે સ્વીકારીને તે પર ગંભીર લક્ષ્ય આપ્યું છે. 'માનવ જાતિ પારણામાં હીંચકતી હતી' તે યુગ સુધી પણ મહાન સંગ્રાહક પ્રો. ચાઇલ્ડે બૅલેડોના ઉદયસ્થાનની શોધમાં પોતાની વિવેચના–જ્યોતને પહોંચાડવાનો પ્રયત્ન કર્યો છે. અને પ્રાચીન બૅલેડોના આટલા પરિશીલનમાંથી તો બ્રિટનની પ્રજાએ સ્કૉટ, કોલરીજ ને કીપ્લીંગ સરખા મહાકવિઓનાં અર્વાચીન બૅલેડોનાં કાવ્ય–રત્નો પ્રાપ્ત કર્યાં; પ્રાચીન ગીતકથાઓનું સમગ્ર બલ ખેંચી લેવાયું, એની

ન્યૂનતાઓ ત્યજી દેવાઇ, અને વિધવિધ ઘટનાઓને નવા યુગની ભાવનાથી રંગીને એ બૅલેડ-શૈલીએ વ્હેતી કરવામાં આવી. આંગ્લ કવિતા એ બધાં કાવ્ય-રત્નો બદલ અસલી લોક-ગીતોની ઓશીંગણ રહેશે.

## અંગ્રેજી સંગ્રહ

પશ્ચિમમાં પણ આ બૅલેડોને સાહિત્યના રાજદરબારમાં દાખલ થવાની મનાઇ હતી. એલીઝાબેથના સુવર્ણ-યુગમાં તો આ લોકગીતો ઉઘાડાછોગ તિરસ્કારને પાત્ર થતાં. અને એનાં ગાનાર લોકવૃંદ પણ પોતાનાં ગીતોને 'સાહિત્ય' શબ્દ લગાડવાનો સ્વપ્નેય ખયાલ કરતાં નહોતા. આખરે ઇ. સ. ૧૭૬૫ની અંદર બીશપ પર્સી નામના સાહિત્યકારે, ડરતાં ડરતાં, ક્ષમા માગતાં માગતાં એ કંઠસ્થ ગીતોનો સંગ્રહ કાગળ પર ઉતારી પ્રજાને સોંપ્યો. છેક એંગલ અને સેક્સન જાતિએ ઈંગ્લાંડ પર આક્રમણ કર્યું ત્યારથી જ તે જાતિ ગીતો સાથે લાવેલી. અંગ્રેજી ઇતિહાસના ઉષ:કાળથી તે છેક ૧૭ મી સદી સુધી આ ગીતકથાઓના થોકે થોકે મોજૂદ હતા. ત્યાર પછી જ એ કાગળ પર ટપકવા લાગ્યા. બીશપ પર્સીએ 'Maid & Palmer' નું એક લોકગીત એક ગામડામાં રહેતા ગૃહસ્થના ઘરના કાગળના ઢગલામાંથી શોધી કાઢેલું અને એણે જોયું કે એ કાગળીયાં તો ઘરની કામવાળીઓ રોજ ચૂલો પેટાવવામાં વાપરતી હતી !

## પ્રથમ સંગ્રાહક : પર્સી

"પર્સીના સંગ્રહનું નામ Reliques : એણે માત્ર પ્રાચીન પરંપરાગત ગીતકથા જ નહિ, પણ કોઇ કવિઓનાં નામાચરણ વાળી-કેટલીક તો તદ્દન જાણીતા કવિઓની ગીતકથાઓ પણ સંઘરી. ગીતકથાઓની સાથે અન્ય શૈલીનાં કાવ્યો પણ દાખલ કર્યાં. એનો ઉદ્દેશ સંશોધન કરતાં સાહિત્યવૃદ્ધિનો સવિશેષ હતો. એની નેમ વિવેચન કરતાં પ્રચારની વધુ હતી. એનો ઉઘાડો અભિલાષ આ પ્રાચીન લોક-કવિતાના અસલી સૌન્દર્યની પિછાન દેવાનો તથા એની અંદર 'કવિતા તરીકેનો રસ ઉત્પન્ન કરવાનો હતો. અને એના પુસ્તકને તાત્કાલિક જ વિજય મળ્યો. પોતે પોતાની કલ્પનામાં કદિ ન દીઠેલો એવો મહાન વિજય એને વર્યો. અને ફક્ત લોકોમાં જ એનો પ્રચાર ન થયો. એના પુસ્તકે તો જર્મનીનો કૌતુકપ્રિય યુગ-German Romantic movement-સૂજવામાં મોટી સહાય દીધી અને 'અર્વાચીન બૅલેડ'ની કલાનું આગમન પોકાર્યું. એ પુસ્તકે યુવાન વયના કવિ વૉલ્ટર સ્કૉટ

ઉપર ઉંડી અસર કરીને એને પણ અસલી ગીતકથાઓનો સંગ્રહ કરવા પ્રેરણા દીધી." (હેન્ડરસન)

### સ્કૅાટનો સંગ્રહ : Border Minstrelsy

ઇ. સ. ૧૮૦૧માં પ્રગટ થયો. પર્સીના સંગ્રહ કરતાં એનો વધુ પ્રભાવ પડયો. પર્સી અને સ્કૅાટની વચ્ચે અન્ય કેટલાએક સંગ્રહો પ્રગટ થયેલા ખરા, પણ આ સંગ્રહે પોતાના તમામ પૂર્વગામીઓ કરતા વધુ મહત્ત્વનું કામ કર્યું. કવિ સ્કૅાટને સંખ્યાબંધ પાઠાન્તરો મળી શકયાં અને જૂદાં જૂદાં પાઠાન્તરોની ઉત્તમોત્તમ કડીઓને એણે એક સાથે સાંકળી, આંહી તહીં સુધારા વધારા પણ ઉમેરી, જરૂર પડે ત્યાં ત્યાં ભાવ બંધબેસતો કરવા સારૂ પોતાની રચેલી પંક્તિઓ વડે પણ પૂરવણી કરી પોતાનાં નવીન જ પાઠાન્તરો રજુ કર્યાં. કેટલીક વાર તો ગીતને સંપૂર્ણ બનાવવાની તેમજ પોતાના પૂર્વજોની પરાક્રમ-કથાઓને ન્યાય આપવાની બેવડી લાલચથી એણે એ અસલી ગીતોમાં ફેરફાર કરવાની એટલી બધી તો છૂટ લીધેલી છે કે જેથી એ ગીતોના મૂલ વિષે ભ્રામક ખ્યાલો નીપજાવવા જેવું પણ થયું છે.

**જેમ્સ ચાઈલ્ડનો સંગ્રહ** : The English and Scottish Popular Ballads : ૧૮૮૨થી ૧૮૯૮ સુધીમાં, દસ ભાગમાં પ્રગટ થયો. એમાં ત્રણસો ને પાંચ બૅલેડ છે. પણ પ્રો. ચાઇલ્ડે તો એમાંના કેટલાંએકનાં તો જેટલાં મળ્યા તેટલાં તમામ પાઠાન્તરો પણ દાખલ કરેલ હોવાથી એકંદર સંખ્યા ઘણી મોટી થવા જાય છે. કોઇ કોઇ ગીતનાં તો અઠ્ઠાવીસ જેટલાં પાઠાન્તરો છે. દરેક ગીતને મથાળે એ ગીતની ઐતિહાસિક ઈત્યાદિ માહેતી આપતો નાનો પ્રવેશક હોય છે. અન્ય યુરોપી ભાષામાં એ ગીતનું બંધુગીત હોય તેનો પણ ઉલ્લેખ કરેલ છે. ગીતોના સંગીત વિષે પણ નોંધ આપી હોય છે.

## લોકગીતોનાં લક્ષણો

પાશ્ચાત્ય ગીતકથાઓ મહાકાવ્યોને પંથે વિચરે છે. **The ballads are before all things epic: They are the heroic life of a nation told in lyric episodes: પ્રજાના વીર-જીવનને ઉર્મિભરી સંગીતમય ઘટના વાટે વ્યક્ત કરતાં એ બાલ-મહાકાવ્યો છે. આપણી ગીતકથાઓ-જેવી કે રાણકદેવી, વેલો રાવળ, તેજમલ ઠાકોર આદિ-પણ એ જ પંથે પ્રયાણ કરે છે.**

એમ્રેટનાં—ગીતકથાનાં લક્ષણો સહુથી નીરાળાં, સાચા સિક્કાના રણ-કાર સરખાં છે:—

૧. એમાં impersonality—અવ્યક્તિત્વનું તત્ત્વ અગ્રપદે છે.

૨. Abrupt beginning : એમાં અધ્ધરથી જ આરંભ થાય છે. અને એ આપણને તત્કાળ ઘટનાના મધ્ય પ્રવાહમાં ઘસડી જાય છે.

૩. Breakneck speed : ધસમસતો વેગ : ઘટનાને ત્વરિત ગતિથી વહેતી રાખવા માટે એમાં સંભાળ રખાય છે. સર આર્થર તો એટલે સુધી ઉચ્ચારે છે કે "for rapidity these innominate lays beat anything in Homer : હોમરના મહાકાવ્યના કરતાં યે લોકગીતોનો પ્રવાહ અધિક માર ! માર ! ગતિએ ચાલ્યો જાય છે."

૪. Directness: સીધેસીધા, આડું અવળું કશું યે ધ્યાન ખેંચ્યા વિના, વર્ણન પર કે પ્રસ્તાવના પર આપણને ન રોકતા, આ લોકકવિઓ આપણને મૂળ વિષયના મધ્ય ભાગમાં ખેંચી જાય છે.

૫. Concrete diction : અથવા તો objectivity : એટલે કે લોકગીતના શ્રવણ, વાચન અથવા ગાયન વેળા આપણી દૃષ્ટિ શું શું બની રહ્યું છે તે પર જ ઠરે છે. રચનાર નહિ પણ કથા પોતે જ આપણને યાદ આવે. કથાનો ઉદ્દેશ નહિ પણ કથાના બનાવો પર જ ચિત્ત ચોંટે. ગીતમાં વહેતી ઉર્મિનો વિચાર ન આવે પણ એનો સાક્ષાત્કાર જ થાય—ઉર્મિમય જ બની જવાય.

આ બધાં લક્ષણોની કસોટીએ આપણી ગીતકથાઓ ચડી શકે છે કે નહિ, તે બતાવવા 'રાણકદેવડી'નું દૃષ્ટાંત લઇએ : [ર. રા. ભા. ૨ આવૃત્તિ ૧ : પૃષ્ઠ ૧૯૫ આવૃત્તિ ૨ : પૃષ્ઠ ૧૨૨.]

કશી પ્રસ્તાવના વિના—રાણકદેવી કોણ અને કોને ઘેર જન્મેલી તેના લગાર પણ ઉલ્લેખની જરૂર જાણ્યા વિના, સીધેસીધું

"ગઢમાં વાગ્યાં રે કાંઈ નગીના ઢોલ રે
કાંઈ નગીનાં ઢોલ રે
"રાજાને ઘેરે કુંવરી જલમીયાં."

એનું નામ abruptness : અને પછીની સૂસવાટા કરતી ઘટના-ગતિ તપાસો : કુંવરીના રૂપનું કશું વર્ણન ન મળે. વર્ત જોશ જોવાયા : જોશીએ વેણ કાઢયાં કે

"કુંવરીને ભોંમાં ભંડારજો!"

- છઠ્ઠી કડીમાં તો કુંવરી ભોંમાં ભંડારાઇ: સાતમી કડીમાં તેજમલ કુંભારનું માટી ખોદવા જવું : તુરત જ કન્યાને પોતાને ઘેર લઈ જવું : પાંચ વરસની રાણકદેવીનું પાણી ભરવું : તુરત યૌવનમાં પ્રવેશ :

"વાયા વાયા રે કાંઇ ઓતર દખણા વાય રે
કાંઇ ઓતર દખણા વાય રે
"ચૂંદડીના છેડા ફરૂકીઆ."

રા'ખેંગારનું આગમન: સૌંદર્ય-દર્શન: લગ્ન વગેરેનો પ્રવાહ મસ્ત બની ધસે છે. અને જોતજોતામાં તો એ એકેક કડીમાં આલેખાયલાં શબ્દચિત્રો આપણી કલ્પનામાં પોતાની છાપ અંકિત કરીને આખરની કરૂણ કેન્દ્ર-ઘટના પર આપણને પહોંચાડે છે. જો કવિ એ ઘટના-સાતની યોગમ કુદરતને આલેખવા થંભ્યો હોત, અથવા જો એ પોતાની આત્મલક્ષી વિચાર-પૂરવણી કરવા રાકાયો હોત, તો આ ગતિ મારી જાત. એ જોમ: એ Vigour: રણશીંગા જેવો એ અવાજ અને એ ઘટના-વર્ણન પાછળ કવિનું આત્મગોપન: આ પ્રકારે આપણું લોકગીતો પાશ્ચાત્ય ગીતોના નિકષ પર ચડીને પોતાની રેખાઓ આંકી શકે છે કે નહિ, તે અનુભવવાનું કામ વાચકનું છે-ખાસ કરીને એ ગીત સાંભળનારને જ એની પૂર્ણ પ્રતીતિ થાય છે.

આપણી લગભગ પ્રત્યેક ગીતકથાને આ કસોટીઓ લાગુ પડી શકે છે. અને એનાં એ લક્ષણોનું આપણાં ગીતોમાં પણ દર્શન થતાં આપણને હજારા ગાઉને અંતરે પડેલી પ્રજા સાથેની આપણી ઉંડી સમાનતાનો વિચાર આવે છે

## લોકગીતાનો કાવ્ય: એનાં લક્ષણો:

૧. એના ગીતનો વિષય એનો પોતાનો નથી હોતો પણ લોકસમુદાયનો હોય છે.

૨. એ વિષય કાં તો કોઇ પરાપૂર્વની પ્રાચીન લોક-કથા હોય, અથવા જનતા સમસ્તના અનુભવની, અથવા તો તાજેતર બનેલી ઘટના હોય.

૩. પોતાના વિષયને કોઇ નવીન-વ્યક્તિ કરી નાખે તેવી રીતે વર્ણવવાની, અથવા તો એને વિષે પોતાની વિશિષ્ઠ ઉર્મિઓ વ્યક્ત કરવાની એની વાંચ્છના જ નથી હોતી. ગીતો ઉપર પોતાના વ્યક્તિત્વની છાપ મારવા એ માગતા જ નથી.

૪. કોઇ કથાવિધાનીની માફક એ આપણી વચ્ચે કશો વિશિષ્ઠ સંદેશો લઇને આવતો નથી.

૫. એને આત્મ-ભાન નથી હોતુ.

૬. જે લાગણીને સહુ માનવી અનુભવે છે, તે જ લાગણીને એ ઉચ્ચારણ આપે છે.

૭. એ માનવી નથી-પણ સાક્ષાત અવાજ છે. He is a voice rather than a person.

૮. એ એકાંતે જઇને રચતો નથી, પણ પોતાના શ્રોતૃસમુદાયની સમક્ષ ઉભીને રચે છે.

૯. પોતાની અને પોતાના શ્રોતાઓની વચ્ચે એ ગાઢ ઉર્મિ-સમાગમ અનુભવે છે.

## લોકગીતોનું સંગીત

કલ્પના કરો કે એક વિવેચક હતો: કોયલ એણે દીઠી નહોતી. પણ કોયલ વિષે એણે કૈં કૈં કવિ મહાકવિઓનાં ગીતો વાંચ્યાં હતાં: એક દિવસ એણે આંબાની ડાળે કોયલને અબોલ બનીને બેઠેલી દીઠી: વિવેચક હસ્યો : આ કાળું કદરૂપ પંખી ! આમાં કવિઓએ શું રૂપ કે માધુર્ય દીઠું ? જગત નાહક આ કવિઓની શબ્દ-જાળમાં ફસાઇને આવા બદસૂરત પંખી વિષે ભ્રમણામાં પડ્યું ! કવિઓ સૌ જૂઠા છે અને જનતા બેવકુફ છે !

લોક-ગીતોને કેવળ પુસ્તકમાં છાપેલાં ખોખાં પરથી જ તોળનારને નસીબે પણ આવી જ પરિસ્થિતિ લખાયલી છે. એ છાપેલા શબ્દોની પાછળ અકળ, અખંડ મધુર અને નિગૂઢ સ્વરો રહ્યા છે, તેની એને કલ્પના પણ નથી આવતી. લોક-ગીતના પ્રચલિત ઢાળોને કોઇ શ્રીકંઠેથી ન સાંભળનારને મન તો

> "આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે !
> 'ઝીણા ઝરમર વરસે મેઘ
> "ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે !"

એ કેવળ સાદા શુષ્ક -prosaic- શબ્દો જ માત્ર છે. સ્વરોનો અજાણ રસિક એમાં શબ્દાલંકારનાં કે અર્થાલંકારનાં દર્શન ક્યાંયે પામતો નથી. આ સાદી પંક્તિના ગર્ભમાંથી કોઈ ભાવ-ધ્વનિ એના

કાનમાં ગુંજી ઉઠતો નથી. કેમકે શરીર સાથે આત્માની માફક લોક-ગીત સાથે જે સંગીત જડાયલું છે, તેનો રસાસ્વાદ એ રસિકે અનુભવ્યો નથી. એને શી રીતે સમજાય કે આ શબ્દોમાં તો એકજ નહિ પણ અસંખ્ય વિયોગ—ભીરૂ પ્રેમિકાઓના મર્મવેધી વિયોગ—સ્વરો મઢાયા છે ! એને શી ખબર કે

"રામે તે સરોવર ખોદીયાં ને લખમણ બાંધે પાળ,
"સીતાજી પાણીડાં સાંચર્યા રે મારી મરઘાનેણી નાર
"તું રે મારે મન લખમણ જતિ
" મને ઘડી ન વિસરે રામ !"

એ ત્રણ પંક્તિઓમાં મોજાં જેવા સ્વર—હિલ્લોલ, કોઇ પૂર્ણિમાની ભરતીના મસ્ત આરોહ અવરોહ મચવતા, અને જાનકીજીના પતિપ્રેમનો પૂર્ણ ચંદ્રોદય પોતાની સપાટી પર ઝીલતા, ઉછાળા લઈ રહ્યા છે ! જેને આ ગીતના ઢાળનો પરિચય ન હોય, તેને નહિ જ સમજાય કે

" તું રે મારે મન લખમણ જતિ
મને ઘડી ન વિસરે રામ !"

એ પંક્તિમાં જાનકીનું રાવણ પ્રત્યે કેવું અમર સંબોધન અંકાયું છે ! એ સંબોધનને લોક—સમુદાયની હજારો માતા—બ્હેનોના હાર્દમાં સીતાપણું ઉત્પન્ન કરવાની શક્તિ દેનાર પણ મોટે ભાગે એનું સંગીત જ છે.

વિવેચક લોકગીતોનાં મૂલ મૂલવવામાં થાપ ખાય છે અને સંગ્રાહક એની સાચી કિમ્મત આંકાવવામાં નિષ્ફળ જાય છે, એમ બન્ને પક્ષે મુંઝવણ રહે છે, કેમકે લોકગીતોના કલેવરમાં પ્રાણ સ્વરૂપે ગુંજતું સંગીત મુદ્રણકલાની શક્તિના સીમાડાની આણ માનતું નથી. વળી એ સંગીતમાં જે વિવિધ તાલોની રમઝટ બોલી રહી છે, તેના રસપાનથી પણ અવલોકનકારને વંચિત જ રહેવું પડે છે, કેમકે એ સંગ્રહના વાચન પૂરતો જ શ્રમ લઇ એક નિઃશ્વાસ મેલી વા એક અટ્ટહાસ કરી અટકી જાય છે. એટલે જ સમાલોચક ચાહે તેટલો પ્રમાણિક છતાં યે એ કેવળ આખી વસ્તુના ¼ અંશનું જ નિરીક્ષણ કરી શકે છે. એક જ રામકથાને

૧ : રઘુપતિ રામ રૂદેમાં રે'જો રે !
૨ : વનરા તે વનમાં મઢી બનાવી
ત્યાં છે સીતાજીના વાસ મારા વાલા !

૩ : તું રે મારે મન લખમણ જતિ
મને ઘડી ન વિસરે રામ!
૪ : લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે
સીતા કેમ કરી મેલ્યાં!
૫ : બાઇ કો'ને કીયા દેશ
વનમાં ચાલ્યાં રે સીતા બાલુડે વેશ !

એવા પાંચ પાંચ નિરાળા ઢાળોમાં અનોખી અનોખી લાગણીના પલટા અપાયા હોવાની હકિકત હકિકત જ હોવા છતાં યે એ ઢાળ ન જાણનારાઓની દૃષ્ટિએ તો માયા જેવી જ દિસે છે.

એ તો જૂદા જૂદા શબ્દોવાળાં ગીતો : પરંતુ હવે એકના એક જ શબ્દો કેટલા જૂજવા ઢાળોમાં ઉતર્યા છે તેનાં દૃષ્ટાંત લઇએ: [ ર. રા. ભા. ૧ : રમકડાં ]

૧. "સોનાં ઇંઢોણી રૂપા બેડલું રે, છેલ રમે ગેડી દડે!
પાણીડાં ગઇ'તી તળાવ રે, છેલ રમે ગેડી દડે!

એ કાવ્યને નીચે પ્રમાણે નવા ટેક આપી, નવનવે સ્વરે રમાડવામાં આવ્યું છે:—

૨. "સોના ઇંઢોણી રૂપા બેડલું રે
નાગર ઉભા રો રંગ રસિયા!
પાણીડા ગઇ'તી તળાવ રે
નાગર ઉભા રો' રંગ રસિયા!
૩. સોના ઇંઢોણી રૂપા બેડલું,
દરિયાનાં ડોલર ફુલ ચડે મા'દેવને રે લોલ!
પાણીડા ગઇ'તી તળાવ રે,
દરિયાનાં ડોલર ફુલ ચડે મા'દેવને રે લોલ!
૪. સોના ઇંઢોણી રૂપા બેડલું;
પાણી ગ્યાંતાં સેંજળીયા તળાવ રે
સેંજળીયાળી સરનાં પાણી સાંચર્યાં.
૫. સોના ઇંઢોણી રૂપા બેડલું રે!
લીંબુડું ઝુલે છે બાગમાં!
૬. સોના ઇંઢોણી રૂપા હો રે બેડલું રે
પાણીડાં ગઇ'તી તળાવ
વનમાં બોલે રાજ કોયલડી રે.

આવા ઢાળો હજુ યે વિશેષ સંખ્યામાં શોધી શકાય છે. અને એ પરથી લોકગીતોમાં સંગીતનું પ્રાધાન્ય સૂઝી રહે છે.

"સોનલા ગેડી ને રૂપલા દડુલીયા રે
"કાનકુંવર ગેડી દડે રમવા જાય."

એ પંક્તિઓમાં ગેડી દડાની રમતનો જ તરલ તોફાની અવાજ મેળવાયો છે. અને

"જેમ સૂકાય તારી લીંબુડીનાં ફુલ મારા વાલાજી રે!
"તેમ તારી ગોરાંદે કરમાય
જઈને કહેજો મારા વાલાને રે!"

એમાં દૂર દૂર પડેલા 'વાલાજી'ને ખબર કહેવરાવવાનો આજીજીસ્વર અનેક વિરહિણીઓનાં અંતરને વીંધતો ગુંથાયો છે. "Sound must echo the sense" એ સિદ્ધાંત, 'must' શબ્દમાં રહેલા આદેશના પરિપૂર્ણ પાલન રૂપે, અને છતાં યે 'must' શબ્દમાંથી સૂચવાતા કશા પણ પ્રયાસ વા પરિશ્રમ વગર, લોકગીતોમાં જે ખૂબીથી જળવાયો છે, તેનું—આપણુને ઢાળો ન સાંભળનારાઓને તો ભાગ્યે જ ખરૂં ભાન આવી શકે. આ વિષય પરત્વે તો એક અકલૂષિત—Unperverted શ્રવણ–રૂચિવાળા, નિર્વ્યાજતાના પૂજક, સર્વદેશીય રસવૃત્તિની બક્ષિસ પામેલા કર્ણાટકી વિદ્વાનનું જ કથન ટાંકીએ:—

"લોકસંગીતને લોકકાવ્યથી જૂદું પાડવું લગભગ અશક્ય છે. લોક કાવ્યની વિશિષ્ઠ ભાષા, તે ભાષાની નિર્વ્યાજતા, તાલબદ્ધતા અને અલ્પાક્ષરતા, એની અંદર પણ સંગીતનું સૂક્ષ્મ, અને અસ્પષ્ટ તત્ત્વ રહેલું છે જ. × લોકસંગીત એટલે જૂનું જ સંગીત, એવો અર્થ નથી. સમાજ–હૃદયની નિર્વ્યાજતા, લોકહૃદયની સરલતા અને મૌલિકતા જેની અંદરથી વ્યક્ત થાય, સંસ્કારી હોવા છતાં જેની મુગ્ધતા કાયમ રહે, તેજ લોકસંગીત, તેજ લોકકાવ્ય. માત્ર લોકસંગીત કે લોકકાવ્યની કસોટી કાળે કરીને જ થાય છે. શિષ્ટ સાહિત્ય કે શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ લોકોનો નિર્ણય બસ થાય છે. અમુક મંડળે માન્યતા આપી એટલે સાહિત્ય કે સંગીત તરત જ શિષ્ઠ ગણાય છે. પણ લોકસંગીતનાં પરીક્ષકો તો અસંખ્યાત મુગ્ધ હૃદયો જ છે. નાનાં બાલકો જેમ પોતાની વૃત્તિને જ વફાદાર રહે છે, તેમ જનહૃદય પણ પોતાની અભિરૂચિને જ વફાદાર રહે છે. એ અભિરૂચિ જ્યારે પસંદ કરે ત્યારેજ અમુક સાહિત્ય કે સંગીત 'લૌકિક' પદવીએ પહોંચે છે. સમાજમાં જ્યારે ભારે ક્રાંતિ ચાલતી હોય છે, સંખ્યાબંધ લોકોના હૃદયમાં જ્યારે

એક જ પ્રાણવાન પ્રેરણાની ઊર્મિઓ ઉઠે છે, ત્યારે લોક-હૃદયમાંથી નવું નવું લોકસંગીત પ્રકટ થાય છે અને કશા આધુનિક સાધન વિના પણ લોકમાન્ય કાવ્યોના અને રાગોના દેશવ્યાપી પ્રચાર થાય છે.

"આ કસોટી જો સાચી હોય તો લોક-સાહિત્યમાં જુનું અને નવુ એવો કશો ભેદ જ કરવાની જરૂર નથી. જૂનું સાહિત્ય ભગવાન કાળની ચાળણીમાંથી ચળાઈને આવેલું હોય છે. અને તેની "લૌકિકતા" સ્વત-સિદ્ધ હોય છે. લાંબી વપરાશને લીધે જૂનાને લૌકિક છતાં અલૌકિક ઓપ આવેલો હોય છે. નવાં લોકગીતોમાં તેમ નથી હોતું. છતાં સહૃદય વ્યક્તિ અથવા લોકહૃદય નવામાં પણ સાચું લોકગીત અથવા લોકરાગ સહેલાઇથી પારખી શકે છે.

× × ×

"શાસ્ત્રીય સંગીતનો પ્રચાર પ્રયત્નપૂર્વક થાય છે. શાસ્ત્રીય સંગીતમાં ઉચ્ચમાં ઉચ્ચ સંસ્કારિતા હોય છે. શાસ્ત્રીય આચાર્યોએ વિચારપૂર્વક નક્કી કરેલા આદર્શો ધ્યાનમાં રાખી તે રચેલુ હોય છે. તેમાં દીર્ઘદૃષ્ટિ અને સૂક્ષ્મ શક્તિ રહેલી હોય છે. લોકસંગીતનુ તેવુ નથી. લોકસંગીત પોતાની સ્વાભાવિક મનોહરતાને લીધે જ પ્રચાર પામે છે. અત્યન્ત સંસ્કારી લોકો પણ લોકગીતો પાછળ ગાંડા બની શકે છે. ઉદ્યાન-લતા કરતાં ચઢિયાતી વનલતા ઘણીવાર નજરે પડે છે. સંસ્કારી દુષ્યંત મૃગશાવ સાથે ઉછરેલી શકુંતલાને પોતાના કુળની પ્રતિષ્ઠા બનાવવા તૈયાર થઇ જાય છે અને વ્યાસ જેવા રાષ્ટ્રકવિ તેમજ કાલિદાસ જેવા રાજકવિ તેનાં વખાણ કરતાં થાકતા જ નથી. લોકસંગીતની પણ આવી જ પ્રતિષ્ઠા છે. શાસ્ત્રીય સંગીતમાં પોતાની શક્તિનું એટલું બધું ભાન હોય છે કે ગાવાની ચીજનો શો અર્થ છે, એમાં કયો રસ છે, એના વિભાગ કેવા છે, વગેરે બાબતમાં એ બેદરકાર રહી શકે છે. અને ઘણીવાર રહે છે પણ ખરું. પણ લોકસંગીત તો હૃદયના ઉદ્‌ગાર સાથે જ વહેતું હોવાથી એ અત્યંત ભાવવાહી હોય છે, અને લોકસંગીતે હંમેશા પોતાના કાવ્યની તેમજ સંગીતની આવી રીતે પરસ્પર પોષકતા સાધેલી હોવાથી લોકકાવ્યની અસર હૃદય પર મંત્ર જેવી થાય છે." (દ. બા. કાલેલકર)

## લોકોત્તર સાહિત્યના અંકૂરો

લોકોત્તર સાહિત્ય સાથે લોકસાહિત્યની તુલના કરવી, એમાં તો બન્નેને અન્યાય છે. બન્નેના માર્ગો નિરાળા છે. બન્નેને પોતપોતાની દુનિયા છે. બન્નેનાં વલણ માનવ જાતિની સદ્દભિરૂચિને ઉંચે ચડાવવાનાં છે.

છતાં, બન્નેનાં લક્ષણો જૂજવાં છે. આખા ગગનને વ્યાપીને ખેંચાયેલુ મેઘધનુષ્ય, તેમજ ઝીણા એક ઝાકળબિન્દુ પર ઝલકતાં પચરંગી તેજકિરણો; બન્ને વચ્ચે આંતરિક ઐક્ય છતાં બાહ્ય આકાર પરત્વે આણું મેરૂ જેટલો તફાવત છે. અંગ્રેજ વિવેચક ઠીક કહે છે કે,

**In truth, any comparisons of the ballads with these would be unfair as any comparison between children and grown folk. They appealed in their day to something young in the national mind. They have all the winning grace of innocence; but they cannot scale the great poetic heights, any more than mere innocence can scale the greatest spiritual heights.**

(Sir A. Quiller-Couch.)

આમ છતાં પણ વિશ્વ-સાહિત્યનાં વિહારીઓ જ્યારે આ લોક-મુખના નમ્ર ઉદ્દગારની અંદર ક્યાંય ક્યાંય ભવ્ય કલ્પનાઓના અથવા શિષ્ટ સાહિત્યની ભાવનાઓના પડછાયા ભાળે છે, ત્યારે એ સામ્યનાં દર્શનમાંથી રસાસ્વાદની નવી શક્તિ જન્મે છે. કોઈ પ્રિયતમ પોતાની પ્રિયતમાના મુખને મળતી રેખા જેમ કોઈ જંગલવાસી રમણીના વદન પર નિહાળી મીઠાં સ્મરણો અનુભવે, અથવા તો કોઇ રંક પિતા જેમ પોતાના બાળકની મુખાકૃતિ એકાદ રાજકુંવરના મ્હોં ઉપર રમતી ભાળી ગૂઢ આનંદ પામે, તેવી રીતે શિષ્ટ કવિતા અને લોક-કવિતાની રેખાઓમાં દેખાતું દૂર દૂરનું, નાનું શું સામ્ય પણ લોક-સમુદાયની અંદર અજ્ઞાન અને અણવિકસ્યા મરી ગયેલા કૈક શેલી અને કાલિદાસોનું દુઃખદ સ્મરણ કરાવે છે. દૃષ્ટાંત દઈએઃ—

धन्यास्तदंगरजसा मलिनीभवन्ति

"ધન્ય છે તે માતાપિતાઓને, જેઓનાં વસ્ત્રાભૂષણો એની (પુત્રની) અંગ-રજ વડે મેલાં થાય છે."

એ કવિકુલગુરૂ કાલિદાસનું નાટ્ય શિરોમણિ નાટક શાકુંતલ: અને એ શાકુંતલના સર્વોત્તમ શ્લોક: શાપમુક્ત દુષ્યંત મૃગયા રમવા જતાં તપોવનમાં સર્વદમનને ખેલતો જુવે છે: એની કાલી કાલી બોલી અને મધુર બાલ-ચેષ્ટાઓને કવિ ત્રણ જ ચરણોમાં સમેટી જગતનાં સમસ્ત બાળકોનું અનન્ય શબ્દચિત્ર આલેખે છે. અને પછી કહે છે કે

धन्यास्तदंगरजसा मलिनीभवन्ति

કહેવાય છે કે જર્મન કવિવર ગાયથે એ શ્લોક વાંચતાં જ, 'શાકુંતલ'ની ચોપડી શિર પર ચડાવી હર્ષઘેલછામાં નાચ્યો હતો.

બાલકનું એવું જ શબ્દચિત્ર—એથી યે અદકું—વાંઝણી લોકમાતાના પ્રાર્થના—ગીતમાં છે. ગુજરાતમાં લગ્ન, સીમન્ત ઇત્યાદિ મંગળ અવસરે રાંદલ તેડવામાં આવે છે. રાંદલ માતાની પ્રતિષ્ઠા થાય છે. તે વખતે ગવાતી સૂર્યદેવનાં રાણી રન્નાદેવી સન્મુખ પુત્રની યાચના:

લીંપ્યું ને ગૂંપ્યું મારૂં આંગણું,
પગલીનો પાડનાર ઘોને રન્નાદે !
વાંઝીયાં—મેણાં માડી દોહ્યલાં.

દળણાં દળીને ઉભી રહી
પાજ્યુંનો પાડનાર ઘોને રન્નાદે !—વાંઝીયા૦

પાણીડાં ભરીને ઉભી રહી
છેડાનો ઝાલનાર ઘોને રન્નાદે !—વાંઝીયા૦

રોટલા ઘડીને ઉભી રહી
ચાનકીનો માગનાર ઘોને રન્નાદે !—વાંઝીયા૦

અને: છેલ્લે

ધોયા ધફોયા મારો સાડલો
ખોળાનો ખુંદનાર ઘોને રન્નાદે !—વાંઝીયા૦

ખોળાનો ખુંદનાર! **धन्यासादंगरजसा मलिनीभवन्ति !** લોકમાતા પોતાના ધોયા—ધફોયા સાડલાવાળો ખોળો ખુંદાવી નાખીને ધન્ય બનવા તલપે છે. ખુંદનાર! કેવળ 'રમનાર' નહિ: 'પોઢનાર' નહિ: પણ 'ખુંદનાર' !

પગલીનો પાડનાર : પાજ્યુંનો પાડનાર : છેડાનો ઝાલનાર : ચાનકીનો માગનાર : ખોળાનો ખુંદનાર : એ ચેષ્ટાઓ કોઇ એકાદ બાલકની નથી, પણ શ્રીમંત અને રંક તમામ માતાનાં તમામ બાલકોની છે. એ સાર્વજનિકતા, એ Democraticપણું—લોકસાહિત્યનો પ્રાણ છે. એટલે જ એ કોઈ અમુક શિષ્ઠ વર્ગની સાંકડી મ્હેફિલ નથી, પણ શેરડીને વાઢે રાજાથી માંડી અંત્યજ સુધી સહુને કાતળી કાતળી ખાવાની રસલ્હાણ છે. શાકુંતલનો શ્લોક અને વાંઝણી માતાનું લોકગીત, બન્નેમાં એ સાર્વજનિકતા વહે છે.

પ્રેમિકા પોતાના શણગારો પોતાની શોભાને કાજે નથી ધરતી, પણ એ શણગારને 'જોનાર' પતિના સૌભાગ્ય-ચિન્હ રૂપે જ પહેરે છે અને એ 'જોનાર'ને બતાવવામાં જ શણગારોનું સાર્થક સમજે છે; આવા ઉદ્‌ગારો સંસ્કૃત નાટકોમાં સ્થળે સ્થળે વ્યક્ત થયા છે. એ બધાની જોડમાં મૂકી શકાય તેવી પંક્તિઓ લોકગીતોમાં પણ વારંવાર દૃષ્ટિએ પડે છે:—

"હાથ રંગીને દેરી શું રે કરું;
"એનો જોનારો પરદેશ મેંદી રંગ લાગ્યો રે!

એવા પ્રસંગો લોકનારીના અને લોકોત્તર પ્રેમિકાની વિપ્રલંભ-વેદનાના અતિ સમાન પડછંદા પાડે છે. અને બન્ને વચ્ચેની આપણી ભેદ-દૃષ્ટિ ભાંગી નાંખે છે.

મસ્ત-યુગના મહાન સાહિત્યકાર શેલીએ Skylark-ચંડોલને સંબોધન કર્યું. કવિને એ પક્ષી-સૌંદર્ય વર્ણનથી અતીત લાગ્યું. એટલે પછી તો ઉપમાઓની જ ધારા વછૂટી:

Like a glow-worm golden
In the dell of due!
* * *
Like a poet hidden
In the light of thought!
* * *
Like a high-born maiden
In her palace-tower.
* * *

એમ એ ઉપમા-ગીતને મહાપંથે ચાલીને કોઈ અજાણ્યા લોક-કવિએ પણ, અધરાતે ગિરનારને માથે ઝળુંબનાર રૂખડ અવધૂતને ઉપમાઓથી વધાવ્યો:—

જેમ ઝળુંબે મોરલીને માથે નાગ જો,
[એમ] ગરવાને માથે રે રૂખડીઓ ઝળુંબીઓ!
* * *
જેમ ઝળુંબે બેટાને માથે બાપ જો!
* * *
જેમ ઝળુંબે ગોપીને માથે કાન જો!
* * *
જેમ ઝળુંબે નરને માથે નાર જો!
* * *
અને છેવટ તો કલ્પનાની અવધિ થઈ;

જેમ ઝગુંબે ધરતીને માથે આભ જો!
[એમ] ગરવ'ને માથે રે રૂખડીયો ઝળુંબીઓ.

*  *  *

હારીઝે ગાયું કે

'બાદ બર ઝુલ્ફે તુ આમદ
"શુદ જહાનં બરનમ સીયાહ"

[ તારા કેશ કલાપ પર પવન વાયો, અને અય માશુક, મારી દુનિયા કાળી થઇ ગઈ.]

માશૂકના વાળને સ્પર્શ કરનાર વાયુ જાણે કે પ્રેમીનો પ્રતિસ્પર્ધી બનીને આવ્યો; પ્રેમિકથી એ પવન-સ્પર્શ સહેવાયો નહિ. તેવી જ મિસાલે,

"મારી નણદીનો વીરો દાતણ કરે,
"એની ઝારીયે બેઠલ માખી હો સાયબા
"એ રે માખડલી અરજું કરે.
"એ તો અરજું કરે ને હું રીસે બળું,
"માખડલી હજારણ શોકય હો સાયબા!
"એ માખડલી અરજું કરે.

એ લોકગીતમાં કલ્પાયલી સ્નેહ-ઇર્ષ્યા: તે ઉપરાંત એવી કૈં કૈં પંક્તિઓ આવે છે કે જેને મળતા ભાવો લોકોત્તર સાહિત્યમાં ઘૂમનાર રસવેત્તાને અનેક સ્થળે જડી આવશે. સાસરવાસમાં આવેલા ભાઇને મળી ન શકનાર બ્હેન ભાઈની વિદાય પછી મોડી મોડી જાણવા પામે છે, અને વગડામાં ચાલ્યા જતા વીરાની પાછળ દોડતી દોડતી પુકારે છે કે:—

'જો રે સરજી હોત ચરકલી
'વીરને ભાલે બેઠી જાત જો!
'જો રે સરજી હોત વાદળડી
'વીરને છાંયો કરતી જાત જો.'

એવી કલ્પનામાં લોકોત્તરતાની રેખા અંકાયલી દિસે છે. અથવા તો

રામ તમારે બોલડીયે હું જળમાં માછલી થઇશ જો!
તમે થશો જો જળમાં માછલી હું માછીડો થઈશ જો!

\+  \+  \+

રામ તમારે બોલડીયે હું આકાશની વિજળી થઈશ જો!
તમે થશો જો આકાશ વિજળી, હું મેવલીયો થઇશ જો!

એ પ્રણયી યુગલની સંતાકુકડી આપણને અનેક શિષ્ટ-સાહિત્યના સ્નેહ વિનોદનું સ્પષ્ટ અસ્પષ્ટ સ્મરણ કરાવે છે. ચોકસ પંક્તિઓ ન સાંભરે છતાંયે અંતરમાં થાય છે કે ક્યાંઇક-જાણે ક્યાંઈક આવાં યુગલો આપણને શેક્સપીઅર, કાલિદાસ અથવા હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની રસ-સૃષ્ટિઓમાં વિહરતાં સામાં મળ્યાં હોય ની! **સૌમિત્રે ननु सेव्यतां तरुतलं** એ શ્લોકની અંદર જેમ જાનકી-વિખુટા રઘુવીરને ચંદ્રોદય મધ્યાન્હના સૂર્ય સરીખો પ્રજાળતો હોવાનો ભ્રમ થયાનું ચિત્ર આલેખાયું છે, તેમ વિદેશી સ્વામીની વાટ જોતી વિરહી લોક પ્રિયતમાને પણ

"રસિયા મોરા ચાંદલિયો ઉગ્યો રે
કે રાજ મને સુરજ થૈ લાગ્યો!'

એવો ભ્રમ થયો, સૂર્યોદયે તો સ્વામી પધારવાના છે તે સંદેશે દોરાયલી એ રસિકા જાગી અને

"રસિયા મોરા શેરીએ પડાવું સાદ રે
"કે દાતણ કરવાને કાજે રે!"

એવા સાદ પાડતી વલવલે છે. આખા ભવના અબોલા રાખનાર પતિની પરિત્યક્તા સ્ત્રી પોતાની વેદનાને ઠલવવા માટે નીચેના પ્રસંગમાં સારી પેઠે લાક્ષણિક ભાષા-પ્રયોગ કરતી જોવાય છે. પિતા એને કહેવરાવે છે કે

"દીકરી દુઃખ રે હોય તો વેઠીએ
"દીકરી સુખ વેઠે છે સૌ!

ઉત્તરમાં દીકરી કહેવરાવે છે :—

"દાદા ખેતર હોય તો ખેડીએ
"ઓલ્યા ડુંગર ખેડ્યા કેમ જાય!
મોરી સૈયરું! અબોલા ભવ રીયા

"દાદા કુવો રે હોય તો ત્રાગીએ
ઓલ્યા સમદર ત્રાગ્યા કેમ જાય—મોરી૦
"દાદા કાગળ હોય તો વાંચીએ
"ઓલ્યાં કરમ વાંચ્યાં કેમ જાય!—મોરી૦

આવી પંક્તિઓ ઉપર લોકોત્તર કાવ્યના વ્યાસંગીઓને ચિરપરિચિતતાનાં ચિન્હો અંકાયલાં દેખાશે. તુલના કરવાનું પ્રયોજન નથી. પરંતુ લોકસાહિત્યના પ્રવાહનું રસપાન કરવામાં આવાં સ્મરણો અતિ મોટી સહાય કરે છે એમાં સંદેહ નથી. ભાષા અને ભાવ–પ્રયોગોનાં જે ડોળાણ આપણી દૃષ્ટિને લોકગીતોમાં દેખાતાં હોય, તે ડોળાણ આ રીતે આછરી જાય છે. અલબત્ત એ નીર તો ઘરના ગોળાનાં નથી, ટાંકાનાં યે નથી, એ તો વીરડાનાં નીર છે. એ નીર પીવાની મીઠાશ તો જીવનની વનવાસી દશામાં–વટેમાર્ગુ દશામાં જ અનુભવાય છે. એ નીરની નિર્મળતા માપવાનાં ધોરણ ન્યારાં જ છે. એ ગીતોને લોકોત્તર સાહિત્યને ધોરણે શીદ કસીએ ? કોયલના ટોકારને સંગીતશાસ્ત્રના નિયમોના નિકષ પર ન જ ચડાવાય. એનાં મૂલ તો એની સરલતા, અલ્પાક્ષરતા, નિર્દોષિતા, સુકોમલતા, નિખાલસતા અને સર્વોપરિ સંગીતમયતાને ધોરણે જ મૂલવાશે. તેમ છતાં દૃષ્ટાંતો વીણવાનો આશય તો એટલું જ દેખાડવાનો છે કે લોકોત્તર સાહિત્યનો સાચો રસજ્ઞ તો પોતાની એ રસદૃષ્ટિ વડે અન્ય કરતાં સવિશેષ મધુપાન લોકસાહિત્યમાંથી કરી શકશે.

## કટાક્ષ-ગીતો

લોકગીતોના રસાસ્વાદમાં અંતરાય રૂપ થનાર બીજો એક સંયોગ એ છે કે કૌટુમ્બિક જીવન વિશેનાં કેટલાંએક વિનોદાત્મક ગીતોને પણ ગંભીર સ્વરૂપે ગ્રહણ કરી બેસાય છે. આમ થવાથી તે તે ગીતોમાં વિલસતી અભિરૂચિ વાચકને હીનતાભરી ભાસે છે. વાસ્તવિક સમજ એવી થવી જોઇએ, કે જેમ લોકસાહિત્યમાં ભેદક સ્વરે કરૂણ રસ ગાનાર કવિઓ હતા, તેમ વિનોદ અને નર્મ–રસ ગાનારા પણ તટસ્થ ટિખળી લોકકવિઓ હતા. તેઓએ દૂર ઉભા રહીને લોક–જીવનનું ઉપહાસ યોગ્ય તત્ત્વ–Ludicrous element નિહાળ્યું. પતિપત્નીના પ્રણય–કલહ અને શંકા કુશંકાની બેવકુફી નિરખીને આ કવિઓએ "પાછી પીયરીએ મેલો માદેવજી" જેવાં, 'શંકર અને ભીલડી' જેવાં, "હું ને સાયબો વઢીયાંજી " જેવાં, "મેંદી રંગ લાગ્યો" જેવાં, અથવા તો "રાજલ મારવાડી" જેવાં, પ્રણયી જીવનની બેવકુફી રજુ કરતાં કટાક્ષ–ગીતો રચ્યાં. સાસુ–વહુના ધડાકા દેખીને આ મર્મપ્રેમી નિરીક્ષકોએ 'બાઇજીને બુડાડયાં" જેવા પ્રસંગો આલેખીને ઉપહાસ વાટે સખ્ત પ્રહારો કર્યા, અને નણંદ–ભોજાઇ વચ્ચેના પરંપરાથી ચાલ્યા આવતા વૈમનસ્યને પણ "નણદલ પરોણલાં" અથવા તો "લેરીયાની લૂંટ" જેવાં કટાક્ષ–કાવ્યો વડે

વધાવી સામાજીક દૂષણોને ફટકા મારવાનો, સ્વયંભુ સ્ફુરણાથી પ્રયત્ન કર્યો. આમાંનાં ઘણાં ખરાં ગીતોમાં "હુ" એવું પહેલા પુરૂષનું સર્વનામ યોજાયાથી સ્હેજે આપણે એવી માન્યતામાં દોરાઈ જઇએ, કે પોતાની કથા સંભળાવતું એ ગીતનું પાત્ર પોતે જ પોતાની દુષ્ટતાનું પ્રદર્શન કરી, સમાજમાં પોતાની ક્લેશવૃત્તિની જાહેરાત કરે છે. દૃષ્ટાંત રૂપે,

"ઠાલા તે કુવા ઠકતાં જાજો;
"ભર્યા કુવામાં પડજો રાજ! નણદલ પરોણલાં.
"મારા હૈયામાં હામ જ રહી ગઈ;
"માર્યો વન્યાની વહી ગઇ રાજ! નણદલ પરોણલાં.

* * *

"માનેતી શે મરે રે, અણોલા એ ભાંગે ભગવાન

* * *

"ઘરમાં જેઠ ભુંડો જેઠાણીનું ચલણ વાલ્યમજી!
"મારાં કર્યાં નો થાય, રંગમાં રોળ્યાં વાલ્યમજી!

એવી પંક્તિઓમાં પ્રગટ થતી, ભોજાઈ, શોક્ય અથવા વહુ ઇત્યાદિની મનોવૃત્તિ, એવી હીન પ્રકૃતિના પ્રચારાર્થે અથવા તો ખરા દુઃખનાં ઉચ્ચારણ તરીકે વ્યક્ત થએલી નથી માનવાની. એ તો આવાં કુરૂચિવાળાં કુટુંબીજનોના ગુપ્ત મનોભાવો છે. અને લોકકવિઓએ એ મનોભાવોના પ્રકટપણે કરેલા ભવાડા છે. એ કલ્પાંતો નથી, પણ ચાબુકોના પ્રહારો છે. એ તમામ નર્મગીતોની નોખી તારવણી કરીને જ તેનો કટાક્ષાત્મક કાવ્ય વિનોદ ખેંચવો જોઈએ. અલબત, લોકગીતોના રચનારાઓ અનેક હોઈને તેમજ ભિન્ન ભિન્ન ચડતા ઉતરતી રસવૃત્તિવાળા હોઈને આ ગીતોમાં વ્હેતો નર્મ રસ પણ જાડો પાતળો હોવો જ જોઈએ. નકટ વહુ પોતાના કલહપ્રિય સસરા સાથે ધડાકા લઇને

"ઠેકો ઠેકો શું કરો છો રાવજી માદળીયા!
"મેલું એક ઠીકો રાવજી માદળીયા!

આવાં વચન કહે, એ વસ્તુસ્થિતિ તરીકે ઘણાં કુટુંબોમાં સત્ય હોવા છતાં, તેમાં તેના રચનાર કવિનો coarse humour—સ્થૂલ હાસ્યરસ—દેખાઇ આવે છે ને આપણને સૂગાવે છે. બીજી બાજુ 'મેંદી રંગ લાગ્યો'નો કટાક્ષ અત્યંત કોમલ અને તે છતાં અતિ વેધક દિસે છે. એ રસની જાતો તો નિઃશંક જૂજવી જ છે. પરંતુ એ 'વિનોદ' છે, એટલું તો આપણે ન વિસરીએ. 'હિન્દવાણી મુસલમાન બન જાઉંગી'નું

આખું ગીત વટાળના Propaganda–પ્રચારકાર્ય તરીકે માનનારા ભૂલે છે. એ તો વટાળની બેવકુરી ઉપર પ્રહાર છે. તેમ

> "સાસરીએ જાઉં તો મારો સસરોજી ભુંડા
> "લાજડીયું કઢાવે રે, ના મા ! નૈ જાઉં સાસરીએ રે.
> "પીયરીએ જાઉં તો મારો દાદોજી સારા
> "દીકરી કહી બોલાવે રે, ના મા ! નૈ જાઉં સાસરીએ રે."

આ કાવ્ય પણ 'સાસરીઆ' વિરૂદ્ધની સામાજીક ચળવળ રૂપે ન સમજાવું ઘટે. "કાંતો રે મેરી છેલણ બીબીઆં" એ વિનોદ–કાવ્યમાં

> "જમૈયા ભંગાઉં તેરી તાક બનાઉં"
>
> * * *
>
> "દાઢી બોડાઉં તેરી પુણીયાં બનાઉં"

એવી સ્પષ્ટ રમૂજ હોવા છતાં પણ 'ખાદી પ્રચાર' ખાતે એ ગીતને વાપરી કેમ શકીએ ? એ તો કામ ન કરવાનાં બ્હાનાં શોધનાર સ્ત્રીનું અને સ્ત્રીનાં ઢીંઢાં ભાંગવાના શોખીન કોઈ મીયાંભાઇનું ટોળચિત્ર જ છે. અને એનો રચનાર પણ તટસ્થ લોકકવિ જ છે. ખાદીપ્રેમી મીયાં તો નથી જ.

આટલી રગ પકડી લઇએ તો આપણે લોકગીતોના જૂજવા વિભાગોને યથાર્થ સ્વરૂપે સમજી શકીએ.

તા. ૧૫ : ૬ : ૧૯૨૭. સંગ્રાહક

# સાંકળિયું



## સંસાર-ચિત્રો

## રસ ગીતો

## ઋતુ–ગીતો

# ૧: ગીત-કથાઓ

## ૧

## ઘડી ન વિસરે રામ!

[રામકથામાંથી સીતાહરણનો આ પ્રસંગ છે. ઓછા વપરાતા ઢાળમાં ગવાતા આ ગીતના ટેકમાં સીતાજીનો ભવ્ય ઉદ્ગાર ભર્યો છે: હે રાવણ! તું તો મારી દૃષ્ટિમાં મારા વીર લક્ષ્મણ સમો છે. મને તું ન ફોસલાવ.]

§

રામે તે સરોવર ખોદીયાં ને લખમણ બાંધે પાળ,
સીતાજી પાણીડાં સાંચર્યાં રે મારી મરઘાનેણી નાર;
તું રે મારે મન લખમણ જતિ, મને ઘડી ન વિસરે રામ!

સોનાની શીંગડીએ રૂપલાની ખરીએ મરઘો ચરી ચરી જાય,
કંથ ન મળે કોડીલડો તે મરઘો મારવાને જાય!
તું રે મારે મન લખમણ જતિ૦

જોગીને વેશે રાવણ આવ્યો દસ માથાળો દૈત,
ભિક્ષા દ્યોને સતી સીતવા રે! અમે ભૂખ્યા છઈએ અતીત–
તું રે મારે મન લખમણ જતિ૦

થાળ ભરીને સીતા વનફળ લાવ્યાં, લ્યો ને બાવાજી થાળ!
છૂટી ભિક્ષા અમે નૈ રે લઈએ, મારા ગરૂજીને બેસે ગાળ–
તું રે મારે મન લખમણ જતિ૦

પે'લો તે પગ પાવડીએ દીધો, બીજો મઢીની બા'ર,
આંવડી લોડાવીને ખંભે ચડાવી એ તો લૈ ગ્યો લંકા મોઝાર—
તું રે મારે મન લખમણ જતિ૦

સવા તે લાખનો ચુડો મઢાવું ને આપું એકાવળ હાર,
અંગૂઠડીમાં તને રતન મઢાવું, તું ઘડી એક રામ વિસાર!
તું રે મારે મન લખમણ જતિ૦

ચૂડલો તે તારો પથર પછાડું ને બાળું એકાવળ હાર,
અંગૂઠડીમાં તારી આગ મેલાવું મારે ભવોભવ રામ ભરથાર—
તું રે મારે મન લખમણ જતિ૦

૨

## વનરા તે વનમાં

[ઉપરની જ કથાનું જૂદે ઢાળે ગવાતું ગીત : અપૂર્ણ છે.]

વનરા તે વનમાં મઢી બનાવી
ત્યાં છે સીતાજીના વાસ મારા વા'લા!

મઢી પછવાડે કેવડીયો મ્હેકે
મરઘો ચરી ચરી જાય મારા વા'લા!

તુંને મરઘલા કાલ મરાવું!
કાંચળીયું સીવડાવું મારા વા'લા!

રાવણ તે આવ્યો જોગીને વેશે
લૈ ગયો સીતા નાર મારા વા'લા!

કો’ તો સીતાજી ચૂડલો મઢાવું
મેલી ઘો રામનાં નામ મારા વા’લા!

ચૂડલો તે તારો પથરે પછાડું
ભવોભવ રામ ભરથાર મારા વા’લા!

૩

## બાળુડે વેશ

[વનવાસે વિચરતાં માર્ગે ગામડાની ભોળી સ્ત્રીઓને થયેલાં કૌતુક અને સીતાજીનો કરુણ મીઠો ખુલાસો.]

૬

બાઇ કો’ને કીયો દેશ!
વનમાં ચાલ્યાં રે સીતા બાળુડે વેશ.

રામ લખમણ વન ચાલિયા ને સાથે સીતા નાર
ત્રણે જણાં પંથે પડ્યાં એને પૂછે પૂરની નાર—બાઇ૦

પૂછ્યા સરખી વાત રે બાઇ પૂછુંછું હો નાર
રોષ ન આણો અમે ગામડીઆ ઘરનાર—બાઇ કો’ને૦

આવા રૂપાળા બે બટાવડા ને સરખા સરખી જોડ!
આમાં તમારો સ્વામી કયા, થઇ અમારે હોડ—બાઇ કો’ને૦

ઓતરા ખંડમાં અજોધ્યા ને એ અમારૂં ગામ,
સસરો મારે ભૂપત ભારે દશરથ એનું નામ—બાઈ કો’ને૦

રાજા પાસે વચન માગ્યાં, માગ્યાં પોતાને કાજ
પોતાનાંને રાજ આપ્યાં અમને તો વનવાસ—બાઇ કો’ને૦

ગોરા છે મુજ દેરીડા મુજ સ્વામી ભીને વાન,
નયણાં કેરી સાન કરીને ઓળખાવ્યા ભગવાન—બાઈ કો’ને૦

## ૪

# સીતા-વનવાસ

[ આ ગીતમાં નામો તથા ઘટનાઓના ગોટાળા છે. લોકમાન્યતા એવી ઉતરી છે કે સીતાએ લંકાના ચિત્રો દોર્યાં તેથી રાવણ ઉપર સીતાને ગુપ્ત આસક્તિ હોવાની રામને શંકા પડી અને પરિણામે સીતાને વનવાસ દીધો. એ વાત બાજુએ રાખતાં, સીતાને ભોળવીને દીધેલી વિદાય ઇત્યાદિનું આ એક લાગણીભર્યું શબ્દ-ચિત્ર છે. પણ ગીત ત્રૂટક ત્રૂટક છે.]

§

અવળી ગંગાનાં સવળાં નીર
વહુને ઘેર સાસુ બેસવા જાય;
વહુ બેઠાં સિંહાસન ચડી
ને સાસુ બેઠાં ચમરો ઢળી.

વહુ રે વહુ મારી સમરથ વહુ, લંકા લખી દેખાડો!
હું રે ન જાણું મારી બાઇજી રે લંકા કેમ લખાશે!

કાને ન સૂણ્યું ને નજરે ન દીઠું
કેમ લખાય લંકાનું સરૂં!
બાઇજીને તો રીસ જ ચડી
ને અડવડ દડવડ પાછી વળી.

વળો રે વળો મારી બાઇજી રે લંકા લખી દેખાડું!

બત્રીસ બત્રીસ બેનડી લખી
ને છપન કરોડ જમાઇડા લખ્યા;
ભાત ભાતી ભતવારી લખી
ને છાણું વીણતી છોડી લખી.

કોસ હાંકતો કોસીડો લખ્યો
ને પાણી વાળતો પાણોતીઓ લખ્યો;
ચાંદો સૂરજ બે સાખીયા લખ્યા
ને રામ લખમણ બે બંધવા લખ્યા;
દસ માથાળો રાવણ લખ્યો
ને રાવણની ફુલવાડી લખી.

સોના ગેડી રૂપા દડુલો રે રામ રમવા નીસરીયા
રમી ભમી ઘેરે આવીયા રે માતા પગધોણું આપો!
અમને શું પૂછો રૂડા રામજી રે તમે હાથે લઇ લ્યોને!
ઠાલા તે ગોળા ઠણુઠણે રે રામ નદીએ સંચરીયા.
હાથ ધોયા મુખ વીછળ્યાં રે રામ ઘેરે પધાર્યા.
માતા માતા મોરી માવડી રે અમને ભોજન દ્યોને!
ભોજન કરી રામ ઉઠીયા રે સામો વેરીડો દીઠો.
માતા તે મોરી માવડી રે વેરી કોણે રે લખીયા?
હું શું જાણું રૂડા રામજી રે લખમણ બાંધવને પૂછો!
લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે વેરી કોણે રે લખીઆ?
હું શું જાણું રૂડા રામજી રે બેની સુભદ્રાને પૂછો!
સુભદ્રા સુભદ્રા બેનડી રે વેરી કોણે રે લખીઆ?
હું શું જાણું વીરા રામજી રે સીતા ભોજાઇને પૂછો!
સોળ સૈયરૂમાં સીતા રમતાં'તાં રે એને રામનાં તેડાં.
નથી ઢોળ્યાં નથી ફોડીયાં રે શેનાં રામનાં તેડાં!
માથાની વેણ છૂટી પડી રે હૈડે ત્રાસ જ પડીયા.
ચારે તે છેડા ઢળકતા રે સીતા મલપતાં આવે.
સીતા રે સીતા સાધવી રે વેરી કોણે રે લખીઆ!
બાઇજીએ રંગ રેડિયા રે, નાની નણદીએ ઘૂંટયા,
લખમણ દેરીડે ગઢ ચીતર્યો રે, મેં તો રંગ જ પૂર્યા.

લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે સીતા વન મેલી આવો !
કાળા તે રથડા જોતર્યાં રે કાળાં વેલ્ય ને માફા.
* પેલી તે પોળમાં પેસતાં રે આડા નાગ ઉતરીયા.
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! આવે શુકને નો જાયેં.
આવે તે શુકને જો જાયેં રે ફરી રામ નો મળીએં !
બીજી તે પોળમાં પેસતાં રે સામા કાગ કળેળ્યા;
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! આવે શુકને નો જાયેં;
આવે તે શુકને જો જાયેં રે ફરી રામ ન મળીએ !
એક વન મેલ્યું બીજું વન મેલ્યું અઘોર વનમાં ઉતરીયાં;
અઘોર વનમાં ઉભાં રાખ્યાં રે દેરી પાછલા ફરીયા.
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! વનમાં બીક જ લાગે;
વનમાં ભાભી ઝાઝાં વાદરાં રે સાથે રમજો ને રે'જો !
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! વનમાં ભૂખ જ લાગે !
વનમાં ભાભી ઝાંઝા વનફળ રે તમે ખાજો ને રે'જો !
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! વનમાં તરસ્યું રે લાગે;
વનમાં તે ઝાંઝા તળાવડાં રે પાણી પીજો ને રે'જો !
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! વનમાં ટાઢડીયું લાગે;
વનમાં ભાભી ઝાઝાં ઝાડવાં રે ઝાલ્યું પેરીને રે'જો !
લક્ષ્મણ લક્ષ્મણ દેરીડા રે ! વનમાં તડકા બહુ લાગે;
વનમાં ભાભી આસો પાલવ રે છાંયો ગોતીને રે'જો !

---

* પાઠાન્તર

પેલો તે રથ જોડીયો ને
ઈંધણ ભારો સામો મળ્યો
* * *
બીજો તે રથ જોડીયો ને
કાળે બળદે કાળો રાશ
* * *
ત્રીજો તે રથ જોડીયો ને
કાને ઝાંઝરા વીસરીઆં

લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે સીતા કેમ જ મેલ્યાં?
ગાય વન્યા વાછરૂ આરડે રે સીતા આરડતાં મેલ્યાં!
લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે સીતા કેમ જ મેલ્યાં?
જળ વન્યા માછલાં તરફડે રે સીતા તરફડતાં મેલ્યાં!
લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે સીતા કેમ જ મેલ્યાં?
મા વન્યા છોરૂડાં ટળવળે રે સીતા ટળવળતાં મેલ્યાં!

* * *

ધરતી રે ધરતી માવડી રે મને મારગ દેજો!
ધરતી ફાટી મારગ દીધલા રે સીતા ભોમાં સમાણું.
સીતાને માથે ચોટલો રે નીલો ડાભડો ઉગ્યો.

## ૫

## શ્રવણ

માછલી વીયાણી કાંઇ દરિયાને બેટ
સરવણ રીયો એની માને પેટ સમરો રામને.

કાળી પછેડી ને ભમરીયાળી ભાત
સરવણ જલમ્યા માઝમ રાત સમરો રામને.

અડી કડી ને નવઘણ કુવો
ત્યાં સરવણનો જલમ હુવો સમરો રામને.

લાંબી પીંપળ ટુંકાં પાન
સરવણ ધાવે એની માને થાન સમરો રામને.

ચાર પાંચ વરસનો સરવણ થયો
લઇ પાટી ને ભણવા ગીયો સમરો રામને.

ભણી ગણી બાજંદો થીયો
[1]સુઘરી નારને પરણી આવ્યો સમરો રામને.

સુઘરી નાર મારૂં વચન સુણો!
આંધળાં માબાપની સેવા કરો સમરો રામને.

આંધળાં માબાપને કૂવામાં નાખ!
મને મારે મૈયરીયે વોળાવ સમરો રામને.

મોર્ય સરવણુ ને વાંસે નાર
સરવણુ ચાલ્યો સસરાને દુવાર સમરો રામને.

સસરાજી મારાં વચન સુણો
ને તમારી ધીડીને ઘરમાં પૂરો સમરો રામને.

રો! રો! જમાઇ જમતા જાવ
મારી દીકરીના અવગુણ ગાતા જાવ સમરો રામને.

ઇ રે અભાગણીના મ્હોં કોણ જુવે
(મારાં) આંધળાં માબાપને નાખે કુવે સમરો રામને.

ત્યાંથી રે સરવણુ ચાલતા થાય
સુતારીનાં ઘર પૂછતા જાય સમરો રામને.

ભાઇ રે સૂતાર મારાં વચન સુણો
આંધળાં માબાપની કાવડ ઘડો સમરો રામને.

કાવડ ઘડજો ઘાટ સઘાટ
સોયલાં બેસે મારાં મા ને બાપ સમરો રામને.

ત્યાંથી તે સરવણુ ચાલતા થાય
દરજીનાં ઘર પૂછતા જાય સમરો રામને.

---

૧. સુઘરી—સારા ઘરની. કેટલાક 'સુખણી' ગાય છે. મતલબ કે મોટા કુળની સ્ત્રી હોવાથી એણે શ્રવણનાં રંક માબાપને સેવવા ના પાડી.

ભાઈ રે દરજી મારાં વચન સુણો
આંધળાં માબાપનાં લુગડાં સીવો  સમરો રામને.

લુગડાં સીવજો ઘાટ સઘાટ
સોયલાં પેરે મારાં મા ને બાપ  સમરો રામને.

ત્યાંથી તે સરવણ ચાલતા થાય
મોચીડાનાં ઘર પૂછતા જાય  સમરો રામને.

ભાઈ રે મોચીડા મારાં વચન સુણો
આંધળાં માબાપની મોજડી સીવો  સમરો રામને.

મોજડી સીવજે ઘાટ સઘાટ
સોયલી પેરે મારાં મા ને બાપ  સમરો રામને.

× × ×

ખંભે કાવડ હુાથમાં તીર
સરવણ ચાલ્યો જમનાનાં નીર  સમરો રામને.

ભરીયા લોટા ખખડયાં નીર
સરવણ વીંધ્યો પેલે તીર  સમરો રામને.

× × ×

આ લ્યો બેન બાઈ પાણી પીવો
ને તમારો સરવણ ગામજ ગીયો  સમરો રામને.

મારો સરવણ નથી ગામ ગીયો
ને મારે ને સરવણને વસવસો રીયો  સમરો રામને.

× × ×

---

× આમાં પણ ત્રૂટક ઘણું છે. ઝાડે ચડેલો રાજા દશરથ સરોવર પર પાણી ભરવા આવનાર શ્રવણને રાત્રિયે કોઇ પશુ સમજી પાણીના ભભડાટથી પરથી નિશાન માંડી તીર મારે છે. પછી શ્રવણનાં માતા-પિતા પાસે જઇ શાપ પામે છેઃ એ બધું વિગતવાર વૃત્તાંત ખોવાયું લાગે છે.

૬

# ગેડી દડે

[બાલ-કૃષ્ણે કાળીનાગને નાથ્યો તેથી કથા કહેતું આ બાલગીત છે.]

સોનલા ગેડી ને રૂપલા દડુલીઓ રે
કાન કુંવર ગેડી દડે રમવા જાય.

ડુંગરે ચડીને દડુલો દોટાવીયો રે
જઇ પડયો જળ-જમના ભરપૂર.

જમનાજીને કાંઠે કદંબ કેરાં ઝાડવાં રે
ઝાડવે ઝાડવે કાળા નાગ !

ઝાડવે ચડીને નાગ ઝંઝેડીયા રે
આ તે કયાંથી નાનાં બાળ

કાં તો તારી માતાએ તને મારીયો રે
કાં તો તારે દાદે દીધી ગાળ.

કાં તો તારે ભાઇબંધે તને ભોળવ્યો રે
કાં તો તારે વેરીએ બતાવી વાટ.

કાં તો તું બાલમાંથી ભુલો પડયો રે
કાં તો તારો લપટયો ડાબો પગ.

કાં તો તારાં છોરૂડે છંછેડીયો રે
કાં તો તારા ઘરમાં નાર કજાત.

નથી મારી માતાએ મને મારીઓ રે
નથી મારે દાદે દીધી ગાળ.

નથી મારે ભાઇબંધે મને ભોળવ્યો રે
  નથી મારે વેરીએ બતાવી વાટ.

નથી હું તો ભાલમાંથી ભૂલો પડયો રે
  નથી મારો લપટયો ડાબો પગ.

નથી મારાં છોરૂડે છંછેડીયો રે
  નથી મારા ઘરમાં નાર કજાત.

હું તો તારાં કમળ પુલ લેવા આવીયો રે
  ઘેર મારી માએ તેડયા જાગ.

ગેડીએ મારીને નાગ જગાડીયો રે.

* * *

નાગ વિના કેમ રહે એની નાગણી રે
  નર વિના કેમ રહે ઘરનાર.

કાળીનાગ નાથીને કૃષ્ણ પધારીઆ રે
  જશોદાએ મોતીએ પૂર્યા થાળ.

૭

## ગવતરી

[ મૃત્યુલોકમાં મ્હાલવા આવેલ ગાય માતા વાઘના હાથમાં પડતાં ભૂખ્યાં બચ્ચાંને ધવરાવવાની મુદત માગીને ઘેરે આવ્યાં. પણ માતાએ વાઘને પોતાનું આખું શરીર સમર્પી દીધા પછી તેનું દૂધ પણ બચ્ચાંએ "કળપેલું દૂધ કડવો લીંબડો" માની—એટલે કે વાઘની માલીકીનું માની પીધું નહિ. અને માતાની સાથે વાઘ પાસે જઇને વચન પાળ્યું.]

§

સરગ ભવનથી રે ઉતર્યાં ગવતરી
આવ્યા મરતુક લોકમાં મા'લવા રે.

ચરવાં ડુંગરડે ને પાણી પીવા ગંગા
વાઘ વીરાની નજરે પડયાં રે.

ઉભાં રો’ ગવતરી પૂછું એક વાત !
મોઢે આવ્યું ખાજ નહિ મેલું રે.

સાંભળ વાઘ વીરા ! કહું તને વાત
ઘેર મેં મેલ્યાં નાનાં વાછરૂ રે.

ચંદર ઉગ્યાની વીરા અવધ્યું આપો !
વાછરૂ ધવરાવી વે’લાં આવશું રે.

નો રે આવું તો બાવા નંદજીની આણ્યું
ચાંદો સુરજ આપું સાખીયા રે !

પેલો હીંહોટો ગાયે શીમડીએ નાખ્યો
બીજે હીંહોટે આવ્યાં વાડીએ રે.

ત્રીજો હીંહોટો ગામને ગોંદરે નાખ્યો
ચોથે હીંહોટે વાછરૂ ભેટીયાં રે.

ઉઠો ઉઠો વાછરૂ ! ધાવો માનાં દૂધ
અવધ્યું આવી વીરા વાઘની રે !

ઘેલી માતા કામધેનુ ઘેલડીયાં મ બોલો !
કળપેલું દૂધ કડવો લીંબડો રે.

મોર્ય ચાલ્યાં વાછરૂ ને વાંસે માતા કામધેનુ
કલ્યાણી વનમાં ઉભાં રીયાં રે.

ઉઠો ઉઠો વાઘ મામા પેલા અમને મારો !
પછી મારો મારી માતને રે.

નાનાં એવાં વાછરૂ તમને કેણે શીખવીયાં
કીએ વેરીડે વાચા આલીયું રે

રામે શીખવીયાં લખમણે ભોળવીયાં
અરજણે વાચા આલીયું રે.

નાનાં એવાં વાછરૂ તમે કરો લીલા લેર
વસમી વેળાએ સંભારજો રે!

## ૮

## અંજના સતી

[આ ઘટના અંજના અને હનુમાનને બીલકુલ બંધબેસતી નથી. કોઈ સાંસારિક બનાવને જ અંજના–હનુમાન નામ સાથે જોડી દીધેલ જણાય છે. પતિ પરણીને પરદેશ ગયો, માર્ગેથી ગુપ્ત વેશે કોઈ ન જાણે તેમ પાછો ઘેર આવી રાત રહી ગયો, પત્નીને ઓધાન રહ્યું, સાસુએ એના ઉપર આળ ઓઢાડયું, એનો સ્વામી આ વાતની વાત સ્વીકારી નહિ, અને સતીને દેશવટે કાઢી. ત્યાં એને પુત્ર પ્રસવ્યો. સ્ત્રીની શોધમાં આવેલા પિતાને પુત્ર પોતાની માતાની આવી વલે કરવા બદલ ફિટકાર આપે છે. આવી પ્રચલિત લોકકથા 'દાદાજીની વાતો'માં છેલ્લે આવે છે.]

§

સાત સોપારી રાજા પાનનાં બીડાં
આવ્યા પરદેશી કાગળ રે
પવનકુંવર રાજા પરણી પધાર્યાં.

સૌ રે સારથીયા ટોળે રે વળીયા,
આવ્યા પરદેશી કાગળ રે
પવનકુંવર રાજા પરદેશ ચડીયા.

× × ×

વહુના સસરાજી! સુણો મારી વાતું;
ઓધાન રીયાં અંજના વહુને રે
અંજના તે વહુને વન વોળાવો!

થાંભલો ઝાલીને અંજના વહુ રૂવે;
એંધાણુ માદળડીના આપું રે
શીદ મોરી બાઇજી વન વોળાવો!

આપણા તે શે'રમાં હીરા ઘણેરા
એંધાણુ વહુવારૂનાં ખોટાં રે
અંજના તે વહુને વન વળાવો!

મોર્ય સાસુ ને વાંસે વવારૂ;
વાંસે ચાલ્યાં વહુનાં દાસી રે
અંજના તે વહુને વન વોળાવ્યાં!

એક વન મેલ્યું ને બીજું વન મેલ્યું;
અઘોર વનમાં ઉતરીયાં રે
અંજના તે વહુને વન વોળાવ્યાં.

બાર બાર વરસે પવન ઘેર આવ્યા;
સૂના ઓરડીયા દીઠા રે
કહો મોરી માતા! અંજના દેખાડો!

અંજના રે વહુ પવન! પાણીડાં ગ્યાં છે;
ઘોડલેથી હેઠા ઉતરો રે
અંજના રે વહુને વન વોળાવ્યાં.

ફટ રે હત્યારી માતા! ફટ રે ગોઝારી!
ચડયે ઘોડે પાછા વળીયા રે
અંજના તે વહુની ગોતે રે ચાલ્યા.

એક વન મેલ્યું ને બીજું વન મેલ્યું;
અઘોર વનમાં ઉતરીયાં રે
અંજના તે વહુની ગોતે રે ચાલ્યા.

પ્રાગાવડ હેઠળ બાલુડો રમતો,
પરદેશી ઘોડલા દીઠા રે
અંજના તે વહુને વન વોળાવ્યાં.

હું રે જલમ્યો ત્યારે માનવી નો'તાં,
અમારાં માતાજી દુઃખ પામ્યાં રે
જાવ રે પત્યાજી પાછલા વળજો!

હું રે જલમ્યો ત્યારે ગળથુથી નો'તી;
પાણીડાં પીને ઉઝરીયાં રે
જાવ રે પિતાજી પાછલા વળજો!

હું રે જલમ્યો ત્યારે બાળોતીયાં નોતાં;
પ્રાગવડને પાંદડે ઉઝરીયાં રે
જાવ રે પિતાજી પાછલા વળજો!

હું રે જલમ્યો ત્યારે પારણીયાં નોતાં;
ઉંડળમાં લઇને ઉઝરીયાં રે
જાવ રે પિતાજી પાછલા વળજો!

૯

# સતી કલાવંતી

[ઉપરના જેવી જ એક કથા જૈનોના ઇતિહાસમાં આવે છે, અને તેનું 'સજ્ઝાઇ' નામે ઓળખાતું જૈન લોકગીત નીચે મુજબ ગવાય છે. પૂર્વ જન્મે પોપટ અવતારી પતિની પાંખો આ નારીએ છેદી નાખી હતી, તેના બદલા તરીકે આ જન્મે એના હાથ કપાય છે. પોતાના સીમંત પ્રસંગે પોતાના સગા ભાઇએ બેરખો (કંકણ) આપેલ, પરંતુ સ્ત્રીના અસ્પષ્ટ ઉત્તરથી રાજાને રાણી પર સંદેહ આવ્યો, એટલે કોણી સુધી એના બન્ને હાથ કાપીને એ સગર્ભાને વનમાં મોકલી હતી.]

નગરી તે કૌસંબી નગરીનો રાજા,
નામે જેસીંગ પૂરરાય રે કલાવંતી !
સતી રે શિરોમણિ નાર.

પે'લે અવસરીયે વીરે બેરખો ઘડાવીયો,
નાખ્યો છે કાંઇ અવસરીયાને હાથ રે કલાવંતી !
સતી રે શિરોમણિ નાર.

બેરખો પે'રીને રાણી મો'લ પધાર્યાં,
નથી કરી કાંઇ બેરખડાની વાત રે કલાવંતી !
સતી રે શિરોમણિ નાર.

કેણે ઘડાવ્યો રાણી કેણે ચડાવ્યો,
કેણે નાખ્યો તમારે હાથ રે કલાવંતી ?
સતી રે શિરોમણિ નાર.

× × ×

રોષ ભર્યા રે રાજા નીચે ઉતરીયા,
તેડાવ્યા કાંઇ સબંધી બે ચાર રે કલાવંતી !
સતી રે શિરોમણિ નાર.

જ્યાં નહિ અન્ન ને જ્યાં નહિ પાણી,
ત્યાં ને બાઇનાં સાજનિયાં હોય રે કલાવંતી !
સતી રે શિરોમણિ નાર.

કળાયેથી રે બાઇના હાથ જ કાપ્યા,
બાઇને તો દીયો વનવાસ રે કલાવંતી ! -સતી રે૦

નવ નવ માસે બાઇને કુંવર જનમ્યો,
અન્ન પાણીનો નવ પાર રે કલાવંતી ! -સતી રે૦

તેડાવો જાણું ને તેડાવો જોશી
જોજે મારા કરમ કેરા દોષ રે કલાવંતી ! -સતી રે૦

પે'લા તે ભવમાં હતી રાજાની કુંવરી,
એનો હતો સૂડાનો અવતાર રે કલાવંતી ! -સતી રે૦

તેની રે બાઇ તમે પાંખો રે ભાંગી,
તેનાં રે પરાછત તમને લાગ્યાં રે કલાવંતી ! -સતી રે૦

બેરખો ઉતારીને રાજાએ વાંચિયો,
સતીને મેં દીધાં આવાં દુઃખ રે કલાવંતી ! -સતી રે૦

ત્યાંથી રાજાએ ઘોડીલા ખેલવ્યા,
જઇને ઝોકાર્યા વન મોઝાર રે કલાવંતી ! -સતી રે૦

ચાલોને રાણી આપણે ઘેરે
તમને મેં બહુ દીધાં દુઃખ રે કલાવંતી ! -સતી રે૦

તમારી વસ્તુ રાજા તમે સંભાળો !
અમે તે લેશું સંજમ ભાર રે કલાવંતી ! -સતી રે૦

૧૦

# તુલસીના વિવાહ

[ જલંધરની પરમ સતી સ્ત્રીને પ્રભુએ છલથી જલંધર સ્વરૂપ ધરી ભ્રષ્ટ કરેલી, અને બીજે જન્મે એ તુલસીનો અવતાર પામી પ્રભુને પરણી, એવી શોચનીય પુરાણ–કથાનો કશો આશરો લીધા વિના, લોક કવિએ તુલસી–વિવાહના ગીતમાં હરકોઇ ગ્રામ્ય કન્યાને લગ્નના મનોરથ પ્રકટ કરતી, અને પિતા પાસેથી જ મોઢામોઢ મનવાંચ્છિત પતિ માગતી પ્રગલ્ભા ચિતરી છે. ]

સોના સીંકલડી ને ગંગાની ગરણી
તેમાં તુલસી વન રોપાવો હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી

સરખી સાહેલી પાણી રે ગ્યાં'તાં
સૈયર મેણાં બોલ્યાં હો રામ! —પાણી૦

અમે રે પરણ્યાં ને તુળસી કુંવારાં,
એવાં સૈયર મેણાં બોલી હો રામ! —પાણી૦

ઘેર આવી તુળસી ઢોલીઆ ઢાળે
ઢોલીએ ચડી તુળસી પોઢ્યાં હો રામ —પાણી૦

કે રસ પીડી માથડાં દુઃખે
કે રસ આવ્યા તાવ હો રામ —પાણી૦

નથી રે દાદા માથડાં દુઃખ્યાં
નથી રે આવ્યા તાવ હો રામ —પાણી૦

સરખી સાહેલી જળ ભરવા ગ્યાં'તાં
સૈયર મેણાં બોલી હો રામ —પાણી૦

કો’ તો તમને તુળસી સૂરજ પરણાવું !
ચંદર વરનાં માગાં હો રામ —પાણી૦

સૂરજનાં દાદા ! તેજ ઘણેરાં
ચંદર રાતે ખંડત હો રામ —પાણી૦

કયો’તો તમને તુળસી શંકર પરણાવું,
હનુમાન વરનાં માગાં હો રામ —પાણી૦

શંકરની દાદા ! જટા મોટેરી
હનુમાન તેલે ટપકતા હો રામ —પાણી૦

કો’ તો તમને તુળસી ગણેશ પરણાવું,
ઠાકોર વરનાં માગાં હો રામ —પાણી૦

ગણેશની દાદા ! ફાંદ મોટેરી
ઠાકોર વર પરણાવો હો રામ —પાણી૦

પેર્યાં પીતાંબર પેર્યાં છે વાઘા
માથડીયે મેલ્યા મુગટ હો રામ —પાણી૦

૧૧

## જળદેવતાને બલિદાન

[જૂદાં જૂદાં અનેક ગામોનાં જળાશયો વિષે બોલાતી આ કથા છે. નવાણમાં પાણી નથી આવતું. જળદેવતા ભોગ માગે છે. ગામનો ઠાકોર પોતાનાં દીકરાવહુનું બલિદાન ચડાવે છે. વાત્સલ્યની વેદના, દાંપત્યની વ્હાલપ અને સમાજ-સુખ કાજે સ્વાર્પણ: એ ત્રણે ભાવથી વિભૂષિત બનીને જળસમાધિ લેનારાં આ વરવહુએ લોક-જીવનમાં અમર એક અશ્રુગંગા વહાવી દીધી છે. ઘણી પંક્તિઓ પાછળથી ઉમેરાઇ લાગે છે.]

§

બાર બાર વરસે નવાણ ગળાવ્યાં,
નવાણે નીર નો આવ્યાં જી રે !

તેડાવો જાણુતલ તેડાવો જોશી,
જોશીડા જોશ જોવરાવો જી રે !

જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે !

ઘોડા ખેલવતા વીર રે અભેસંગ !
દાદાજી બોલાવે જી રે.

શું રે કો'છો મારા સમરથ દાદા ?
શા કાજે બોલાવ્યા જી રે ?

જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે !

એમાં તે શું મારા સમરથ દાદા !
પારકી જણીને પૂછી આવો જી રે !

બેટડો ધવરાવતાં વહુ રે વાઘેલી વહુ !
સાસુજી બોલાવે જી રે.

શું કો'છો મારાં સમરથ સાસુ,
શા કાજે બોલાવ્યાં જી રે ?

જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે.

એમાં તે શું મારાં સમરથ સાસુ,
*જે કે'શો તે કરશું જી રે.

---

* પાઠાન્તર
મેલો મૈયરીએ સંપેતરાં જી રે.
ઇ રે સંપેતરામાં એટલું કેજે
ચૂંદડી ને મોડિયો લાવે જી રે.

ઉઠોને રે મારા નાના દેરીડા!
 પૈયર હું મળી આવું જી રે.

આઘેરાંક જાતાં જોશીડો મળીયો,
 ક્યાં વાઘેલી ચાલ્યાં જી રે?

ખરે બપોરે મરવાનાં કીધાં
 મૈયર હું મળી આવું જી રે.

મરવાનાં હોય તો ભલે રે મરજો
 એનાં વખાણુ નો હોયે જી રે!

ભાઈ રે જોશીડા વીર રે જોશીડા!
 સંદેશો લઇ જાજે જી રે.

મારી માતાજીને એટલું કે'જે!
 મોડીઓ ને ચુંદડી લાવે જી રે.

ઉઠોને રે મારાં સમરથ જેઠાણી,
 ઉનાં પાણી મેલો જી રે!

ઉઠોને રે મારાં સમરથ દેરાણી!
 માથાં અમારાં ગુંથો જી રે!

ઉઠોને રે મારા સમરથ દેરી!
 વેલડીયું શણગારો જી રે!

ઉઠોને રે મારાં સમરથ નણદી
 છેડાછેડી બાંધો જી રે!

ઉઠોને રે મારા સમરથ સસરા,
 જાંગીનાં (ઢાલ) વગડાવો જી રે!

આવો આવો મારા માનસંગ દીકરા!
છેલ્લાં ધાવણુ ધાવો જી રે!

પૂતર જઇને પારણે પોઢાડયો,
નેણુલે આંસુડાંની ધારૂં જી રે.

ઝાંઝ પખાજ ને જંતર વાગે
દીકરો ને વહુ પધરાવે જી રે.

પાછું વાળી જોજો અભેસંગ દીકરા!
ઘોડલા કોણુ ખેલવશે જી રે!

ઇ રે શું બોલ્યા સમરથ બાપુ!
નાનો ભાઇ ખેલવશે જી રે.

પાછું વાળી જોજો વહુ રે વાઘેલી વહુ!
પૂતર કોને ભળાવ્યા જી રે!

કોણુ ધવરાવશે કોણુ રમાડશે,
કેમ કરી મોટાં થાશે જી રે!

દેરાણી ધવરાવશે, નણુદી રમાડશે!
જેઠાણી ઉછેરશે જી રે.

પેલે પગથીએ જઇ પગ દીધો,
પાતાળે પાણી ઝબકયાં જી રે.

બીજે પગથીએ જઇ પગ દીધો,
કાંડાં તે બૂડ પાણી આવ્યાં જી રે.

ત્રીજે પગથીએ જઈ પગ દીધો,
કડ્ય કડ્ય સમાં નીર આવ્યાં જી રે.

ચોથે પગથીએ જઇ પગ દીધો,
છાતી સમાં નીર આવ્યાં જી રે.

પાંચમે પગથીએ જઈ પગ દીધો,
પરવશ પડિયા પ્રાણીઆ જી રે.

એક હોંકારો દ્યો રે અભેસંગ!
ગોઝારાં પાણી કોણ પીશે જી રે!

પીશે તે ચારણ પીશે તે ભાટો,
પીશે અભેસંગનો દાદો જી રે.

એક હોંકારો દ્યો રે વાઘેલી વહુ!
ગોઝારાં પાણી કોણ પીશે જી રે!

પીશે તે વાણીઆં પીશે તે બ્રાહ્મણ,
પીશે વાળુભાનાં લોકો જી રે.

તરી છે ચુંદડી ને તર્યાં છે મોડીઓ
તર્યાં અભેસંગનાં મોળીઆં જી રે!

ગાતાં ને વાતાં ઘરમાં આવ્યાં
ઓરડા અણોસરા લાગે જી રે!

વા'લાં હતાં તેને ખોળે બેસાર્યાં,
દવલાંને પાતાળ પૂર્યાં જી રે.

૧૨

# તેજમલ

[ શત્રુઓની ફોજ પોતાના રાજ્ય પર ચડી આવે છે, પણ પુત્રહીન વૃદ્ધ ઠાકોર સાત સાત દીકરીએ પણ આજ પોતાને વાંઝીઓ સમજી નિરૂપાય બની રડે છે. ગામની રક્ષા કરનાર કોઇ નથી. ત્યાં તો બાપુની મુંઝવણ દેખીને તેજલમ નામની દીકરી પુરૂષ વેશે શસ્ત્રો સજી રણે ચડે છે. જે ફોજમાં પોતે મદદ આપવા જાય છે, તેમાં પોતાની ચતુરાઇ વડે પોતાનાં સ્ત્રીત્વનાં તમામ લક્ષણો પોતાના સાથીઓથી છુપાવે છે. અને વિજય કરી એ વીરાંગના ઘેરે આવે છે. વાંચીને આપણને 'હોથલ' સાંભરે છે. સ્ત્રી પુરૂષના જુદા પડતા સ્વભાવનું આમાં લાક્ષણિક રમ્ય ચિત્ર છે.]

§

ઉગમણી ધરતીના દાદા કોરા કાગળ આવ્યા રે,
એ રે કાગળ દાદે ડેલીએ વંચાવ્યા રે.

કાકો વાંચે ને દાદો રહ રહ રૂવે રે,
ઉપરવાડેથી તેજમલ ડોકાણું રે.

શીદને રૂવો છો દાદા શું છે તે કો'ને રે?
દળ કટક આવ્યું દીકરી વારે કોણ ચડશે રે!

સાત સાત દીકરીએ દાદો વાંઝીઓ કે'વાણો રે!
હૈયે હિમત રાખો દાદા અમે વારે ચડશું રે!

માથાનો અંબોડો તેજમલ અછતો કેમ રે'શે રે?
માથાનો અંબોડો દાદા! મોળીડામાં રે'શે રે.

કાનના અકોટા તેજમલ અછતા કેમ રે'શે રે?
કાનના અકોટા દાદા! બોકાનામાં રે'શે રે.

હાથનાં ત્રાજવાં તેજમલ અછતાં કેમ રે'શે રે?
હાથનાં ત્રાજવાં દાદા! બાંયલડીમાં રે'શે રે.

પગનાં ત્રાજવાં તેજમલ અછતાં કેમ રે'શે રે?
પગનાં ત્રાજવાં દાદા! મોજડીયુંમાં રે'શે રે.

દાંત રંગાવેલ તેજમલ અછતા કેમ રે'શે રે?
નાનાં હતાં ત્યારે મોસાળ ગ્યા'તાં રે
ખાંતીલી મામીએ દાંત રંગાવ્યા રે.

નાક વીંધાવેલ તેજમલ અછતા કેમ રે'શે રે?
અમારી માતાને અમે ખોટનાં હતાં રે
નાનાં હતાં તે દિ' નાક વીંધાવ્યાં રે.

× × ×

ચાલો મારા સાથી આપણ સોનીહાટે જઇએ રે
સોની હાટે જઇને અસત્રી પારખીએ રે.

પુરૂષ હશે તો બેરખડે મન મો'શે રે
અસત્રી હશે તો ઝુમણુલે મન મો'શે રે!

સઘળા સાથીડાએ ઝુમણાં મૂલવીયાં રે
તેજમલ ઠાકોરીઆએ બેરખા મૂલવીયા રે.

ચાલો મારા સાથી આપણ વાણી હાટે જઇએ રે,
વાણી હાટે જઇને અસત્રી પારખીએ રે!

પુરૂષ હશે તો પાઘડીએ મન મો'શે રે
અસત્રી હશે તો ચુંદડીએ મન મો'શે રે!

સંધા સાથીડાએ ચુંદડીયું મૂલવીયું રે
તેજમલ ઠાકોરીએ મોળીડાં મૂલવીયાં રે

ચાલો મારા સાથી આપણુ સંઘેડા હાટે જઇએ રે
સંઘેડા હાટે જઇને અસત્રી પારખીએ રે.

પુરૂષ હશે તો ઢાલીએ મન મો'શે રે
અસત્રી હશે તો ચૂડલે મન મો'શે રે.

સંધા સાથીડાએ ચૂડલા મૂલવીયા રે
તેજમલ ઠાકોરીયાનાં ઢાલીએ મન મોયાં રે.

ચાલો મારા સાથી આપણુ દરિયે નાવા જાયેં રે
દરીયા કાંઠે જઇને અસત્રી પારખીએ રે.

પુરૂષ હશે તો દરિયો ડોળી ના'શે રે,
અસત્રી હશે તો કાંઠે બેસી ના'શે રે !

સંધા સાથીડા તો કાંઠે બેસી ના'યા રે
તેજમલ ઠાકોરીયો દરિયો ડોળી ના'યો રે.

ચાલો મારા સાથી આપણુ લશકરમાં જાયેં રે
લશકરમાં જઇને અસત્રી પારખીએ રે.

પુરૂષ હશે તો સામે પગલે ધાશે રે.
અસત્રી હશે તો પાછે પગલે ખસશે રે

તેજમલ ઠાકોરીઓ સામે પગલે ધાયો રે,
દળકટક વાળી તેજમલ ઘેરે પધાર્યા રે,
દાદે ને કાકે એને મોતીડે વધાવ્યાં રે.

૧૩

# વણઝારાં

[ કુટુંબે ત્યજી દીધેલા ગરીબ વણઝારા યુવકને એની જુવાન સ્ત્રી પરદેશ ખેડવા વિનવે છે. પોતાના દાગીના વેચીને પોઠીયા વગેરે લઈ આપે છે. ભેદાતે હ્રદયે વિદાય દે છે. વાટ જોઇ જોઇને પતિવ્રત પાળતી એ વણઝારણે આખરે ચાતુર્માસ બેસતાં પોતાના સસરાને, જેઠને વગેરેને એક પછી એક રળીને ઘેરે આવતા દીઠા, પણ પોતાનો 'નાયક ક્યાં રહ્યો' એની ખબર પડી નહિ. હર્ષભેર એ સહુ સગાંને પૂછવા દોડી. આખરે સાચી વાતની ખબર પડી કે નાયકને તો સર્પદંશ થયો. એટલે પોતે જંગલમાં જઇ સ્વામીના શબ સાથે સળગી મરી. ]

§

*નાયક રે સહુ ચાલ્યાં પરદેશ
આપણે ઘેરે બેસી શું કરશું વણઝારા હો જી !

ગોરી રે સહુની ગાંઠે છે ગરથ
આપણી ગાંઠે નથી દોકડો વણઝારા હો જી.

નાયક રે આલું હૈયા કેરો હાર
હાર વેચી ભરો પોઠીડા વણઝારા હો જી !

હાલી રે મારા સસરાની પોઠ
સાસરો હાલ્યા ને નાયક હાલશે વણઝારા હો જી.

હાલી રે મારા જેઠની પોઠ
જેઠ હાલ્યા ને નાયક હાલશે વણઝારા હો જી.

હાલી રે મારા ભાણેજની પોઠ
ભાણેજ હાલ્યા ને મામો હાલશે વણઝારા હો જી.

---

*બીજી રીતે જૂદા ઢાળમાં આ રીતે પણ ગવાય છે:

સહુ ચાલ્યાં પરદેશમાં રે વણઝારા વાલ્યમ લોલ !
આપણે રે'વું દેશમાં રે નાનકડા નાયક લોલ !

નાયક રે તમે ચાલ્યા પરદેશ
અમને ભળાવ્યાં શાં કામ રે વણઝારા હો જી !

ગોરી રે સોંપ્યો ગરથ ભંડાર
બીજો સોંપ્યો મોભી દીકરો વણઝારા હો જી.

ગોરી રે સોંપ્યો ગુણુ કપાસ
બીજો સોંપ્યો સમરથ રેંટીઓ વણઝારા હો જી.

બળજો રે તારો ગુણુ કપાસ !
રેંટીયો બાળીને રાંધું ખીચડી વણઝારા હો જી.

ગોરી રે બેસજો ગળઢેરી ગોઠ
ખડ ખડ દાંત ન કાઢશો વણઝારા હો જી !

ગોરી રે પોઢજો નણુંદ ભોજાઇ
જમણું તે અંગ ન રોળજો વણઝારા હો જી!

× × × ×

આવી રે મારા સસરાની પોઠ
રૂમઝુમતી ચાલી પૂછવા વણઝારા હો જી.

સસરા રે લળી લાગું છું પાય
તમે રે આવ્યા ને નાયક કયાં રીયા વણઝારા હો જી!

ફાટી રે વહુજી ચોખાની પોઠ
અમે રે આવ્યા ને નાયક ત્યાં રીયા વણઝારા હો જી.

આવી રે મારા જેઠની પોઠ
રૂમઝુમતાં ચાલ્યાં પૂછવા વણઝારા હો જી.

જેઠ રે લળી લાગું છું પાય
તમે રે આવ્યા ને નાયક કયાં રીયા વણઝારા હો જી!

ફાટી રે વહુ ઘઉંડાની પોઠ
અમે રે આવ્યા ને નાયક ત્યાં રીયા વણઝારા હો જી.

આવી રે મારા દેવરની પોઠ
રૂમઝુમતાં ચાલ્યાં પૂછવા વણઝારા હો જી.

દેવર રે મારા જાણુ સુજાણુ
તમે રે આવ્યા ને નાયક કયાં રીયા વણઝારા હો જી!

આવી રે ભાભી વડલાની છાંય
સોડ્ય તાણીને વીરો ત્યાં સૂતા વણઝારા હો જી.
(સોડ્યમાં સરપણુ ઘુઘવે રે વણઝારા હો જી)

કરડયો રે ભાભી કાળુડો નાગ
સોડ્ય તાણીને વીરો ત્યાં સૂતા વણઝારા હો જી.

આવ્યા રે ભાભી વગડા મોઝાર
અમે રે આવ્યા ને વીરો ત્યાં રીયા વણઝારા હો જી.

સસરા! રે તારૂં જાજો નખોદ
સાતે ભવ રેજો વાંઝીયા વણઝારા હો જી!

૧૩

## વેરણ ચાકરી

[રાજ્યના ગરાસ ખાતા કોઇ ઠાકોરને, પોતાના કુટુંબમાંથી એક જણને દરબારી ચાકરી પર મોકલવાનો સાંકેતિક હુકમ આવે છે. દીવાને અજવાળે તો કાગળ ઉકલે પણ નહિ એવા કોઇ ગુપ્ત રસ વડે અક્ષરો લખેલા. અંતે પ્રભાતે કાગળ વાંચી શકાયો, વચ્ચેટ દીકરાને ઉપડવાની આજ્ઞા મળી. એની વિજોગ પામતી પત્ની અન્ય સહુને મોકલીને પણ પોતાના સ્વામીને રોકવાની કરૂણ આજીજી કરે છે. સહુને ન જવાનાં કંઇક ને કંઇક કારણો છે. પણ એની એકની દયા કોઇ ખાતું નથી. ઉંડા ઉંડા કરૂણ ઢાળે આ ગીત ગવાય છે.]

§

ઉભી ઉભી ઉગમણે દરબાર
રે કાગળીઆ આવ્યા રાજના રે લોલ.

ઉઠો દાસી દીવડીઆ અજવાસો !
રે કાગળીઆ આવ્યા રાજના રે લોલ.

શેની કરૂં દીવડીઆની વાટયું
રે શેણે રે દીવડો પરગટું રે લોલ !

અધમણ રૂની કરી છે વાટયું
રે સવા મણ તેલે પરગટયો રે લોલ.

બાળ્યાં બાળ્યાં બાર ઘાણીનાં તેલ
રે તોયે ન કાગળ ઉકલ્યો રે લોલ.

ઉગ્યો ઉગ્યો પૂનમ કેરો ચંદર
રે સવારે કાગળ ઉકલ્યો રે લોલ.

કોરે મોરે લખીયું છે સો સો સલામું
રે વચાળે વેરણ ચાકરી રે લોલ.

ચાકરીએ મારા સસરાજીને મેલો !
રે અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

સસરા ઘેરે દરબારી છે રાજ
રે દરબારી પૂરાં નૈ પડે રે લોલ.

ચાકરીએ મારા જેઠીડાને મેલો !
રે અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

જેઠ ઘેરે જેઠાણી ઝીણુંબોલી
રે ઉઠીને ઝઘડો માંડશે રે લોલ.

ચાકરીએ મારા દેવરજીને મેલો !
રે અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

દેર ઘેરે દેરાણી નાનું બાળ
　　　રે મોલુંમાં એકલ નૈ રહે રે લોલ.

× × ×

આવશે રે કાંઇ શિયાળાના દા'ડા
　　　રે ટાઢડીયું તમને લાગશે રે લોલ.

સાથે લેશું ડગલા ને કાંઇ ડોટી
　　　રે ગોરાંદે ટાઢયું શું કરે રે લોલ !

આવશે રે કાંઇ ઉનાળાના દા'ડા
　　　રે તડકા તે તમને લાગશે રે લોલ.

સાથે લેશું છતરી ને કાંઇ છાંયા
　　　રે ગોરાંદે તડકા શું કરે રે લોલ !

આવશે રે કાંઇ ચોમાસાના દા'ડા
　　　રે મેવલીયા તમને ભીંજવે રે લોલ.

સાથે લેશું મીણીયા ને કાંઇ માફા
　　　રે ગોરાંદે મેવલા શું કરે રે લોલ !

લીલી ઘોડી પાતળીયો અસવાર
　　　રે અલબેલો ચાલ્યા ચાકરી રે લોલ.

ઝાલી ઝાલી ઘોડલીયાની વાઘું
　　　રે અલબેલા ! કયારે આવશો રે લોલ.

ગણજો ગોરી પીપળીઆનાં પાન !
　　　રે એટલે ને દા'ડે આવશું રે લોલ.

ગોરી મોરી આવડલો શો હેડો
　　　રે આંખોમાં આંસુ બહુ ઝરે રે લોલ !

૧૪

# રૂદા

[ઠકરાણીનાં મેણાંનો માર્યો ઠાકોર, ઠગાઇ આદરી ઠકરાણીની બ્હેન રૂદાને પોતાના ઘરમાં બેસાડવા તેડી લાવે છે, પણ ઠાકોરના દગાની જાણ થવાં જ સતી રૂદાને સત ચડે છે, પોતે બળે છે, પોતાની બ્હેન પણ એ ચિતામાં ઝંપલાવે છે, અને ઠાકોર પોતે પણ પોતે ગુજારેલા કેરના પ્રાયશ્ચિત્ત રૂપે એ બન્નેની સાથે બળી મરે છે.]

§

હો ગોરાંદે રે ગોરી મોરી રે !
ઝટપટ રસોયું નીપજાવો, ઝટપટ રસોયું નીપજાવો
ગોરી મારી રે !

હો ઠાકોરીયા રે ઠાકોર મોરા રે !
ઝટપટ રાંધનારી લાવો, ઝટપટ રાંધનારી લાવો
ઠાકોર મોરા રે !

હો ગોરાંદે રે ગોરી મોરાં રે !
ઝટપટ રાંધે રૂદા સાળી, ઝટપટ રાંધે રૂદા સાળી,
ગોરી મોરાં રે !

હો ઠાકોરીયા રે ઠાકોર મોરા રે !
ઝટપટ રાંધે રૂપાદે નણદી, ઝટપટ રાંધે રૂપાદે નણદી
ઠાકોર મોરા રે !

બાઈ પાડોશણ રે બેન પાડોશણ રે
ઠાકોર જમ્યા વિના જાય, ઠાકોર જમ્યા વિના જાય,
ઠાકોર મોરા રે !

૨

હો માતાજી રે માતા મોરાં રે !
મુજને સપનાં રે આવ્યાં, મુજને સપનાં રે આવ્યાં
જાણે બેની ઘેર જાવાં, માતા મોરી રે !

હો દીકરડી રે દીકરી મોરી રે !
સપનાં આળ પંપાળ, સપનાં આળ પંપાળ
ઢોલીયા ફેરવી ઢળાવું, દીકરી મોરી રે !

હો માતાજી મોરા રે માતા મોરાં રે
મુજને સપનાં રે આવ્યાં, મુજને સપનાં રે આવ્યાં
જાણે બનેવી તેડવા આવે, માતા મોરી રે !

હો દીકરડી રે દીકરી મોરી રે !
સપનાં આળ પંપાળ, સપનાં આળ પંપાળ
ઢોલીયા ફેરવી ઢળાવું, દીકરી મોરી રે !

૩

હો સાસુડી રે સાસુ મોરાં !.
ઝટપટ રૂદા સાબદી કરો, ઝટપટ રૂદા સાબદી કરો
સાસુ મોરાં રે !

હો જમાઈડા રે જમાઈ મોરા રે !
એવડાં રૂદાનાં શાં કામ, એવડાં રૂદાના શાં કામ,
જમાઈ મોરા રે !

હો સાસુડી રે સાસુ મોરાં રે !
ઘેરે સૂવાવડનાં કામ, ઘેરે સૂવાવડનાં કામ
સાસુ મોરાં રે !

હો જમાઈડા રે જમાઈ મોરા રે!
રૂડા સુવાવડ શું જાણે, રૂડા સુવાવડ શું જાણે
જમાઈ મોરા રે!

હો સાસુજી રે સાસુ મોરાં રે!
સુવાવડ કરનારા કરે, સુવાવડ કરનારા કરે
રૂડા હાલણુ ચાલણુ જોઈ, સાસુ મોરાં રે!

હો માતાજી રે માતા મોરાં રે
ઝટપટ માથાં મોરાં ગુંથો, ઝટપટ માથાં મોરાં ગુંથો
માતા મોરાં રે!

હો ભાભલડી રે ભાભી મોરાં રે!
ઝટપટ બચકીયું બાંધો, ઝટપટ બચકીયું બાંધો
મારે બેની ઘેર જાવું, ભાભી મોરાં રે!

હો વીરાજી રે વીરા મોરા રે!
ઝટપટ વેલડી શણુગારો, ઝટપટ વેલડી શણુગારો
મારે બેની ઘેર જાવું, વીરા મોરા રે!

હો સાથીડા રે સાથી મોરા રે!
ઝટપટ ઘોડલાં શણુગારો, ઝટપટ ઘોડલાં શણુગારો
સાથી મોરા રે!

૪

હે બનેવી રે બનેવી મોરા રે!
આ તે કીયાં શે'ર આવ્યાં, આ તે કીયા શે'ર આવ્યાં
બનેવી મોરા રે!

હો ગોરાંદે રે ગોરી મોરાં રે!
આ તો પાટણ શે'ર આવ્યાં, આ તો પાટણ શે'ર આવ્યાં,
પટોળાં મનગમતાં વોરો, ગોરી મોરાં રે!

હો બનેવી રે બનેવી મોરા રે!
આ તે કીયાં શે'ર આવ્યાં, આ તે કીયાં શે'ર આવ્યાં
બનેવી મોરા રે!

હો ગોરાંદે રે ગોરી મોરાં રે!
આ તો ચીતળ શે'ર આવ્યાં, આ તો ચીતળ શેર આવ્યાં,
ચુંદડી મનગમતી વોરો, ગોરી મોરાં રે!

હો બનેવી રે બનેવી મોરા રે!
હંસવું એક વાર હોય, હંસવું બે વાર હોય,
આવડી મશ્કરી નો કરીયેં, બનેવી મોરા રે!

૫

હો બેનડલી રે બેની મોરાં રે!
ઝટપટ બારણાં ઉઘાડો, ઝટપટ બારણાં ઉઘાડો
બેની મોરાં રે!

રૂદા બેનડી રે બેની મોરી રે!
તું તો શોકય થઇને આવી, તું તો વેરણ થઈને આવી,
બારણાં કેમ રે ઉઘાડું, બેની મોરી રે!

એવું સાંભળી રે એવું સાંભળી રે,
રૂદાને હૈયે ઝાળ લાગી, રૂદાને હૈયે ઝાળ લાગી
જમણે પગને અંગૂઠે અગની ઉઠી રે!

બેને જોયું રે બેને જોયું રે,
હડ હડ ચેયું બળતી દીઠી, હડ હડ ચેયું બળતી દીઠી
બારણાં ઉઘાડીને ઘોડી ધુબકો માર્યો રે !

ઠાકોર આવે રે ઠાકોર આવે રે,
કાંઈ મોલુંની માંય કાંઈ મોલુંની માંય
જુવે ત્યાં તો બેય બેન્યું બળતી દીઠી રે !

સોનલા વરણી રે સોનલા વરણી રે
કાંઈ ચેયું બળતી દીઠી, કાંઈ ચેયું બળતી દીઠી
રૂપલા વરણો ઉડે એનો ધૂંહ રે !

એવું જોઈને રે, એવું જોઈને રે
ઠાકોર દલ લીધી વાત, ઠાકોર દલ લીધી વાત
હવે એકલાં જીવીને શું કરવું રે !

ઠાકોર ઘોડયા રે ઠાકોર ઘોડયા રે
જઈને ચેયુંમાં ઝંપલાવ્યા, જઈને ચેયુંમાં ઝંપલાવ્યા
બળ્યાં રાજા રાણી ને હારે રૂદા રે*

---

* આ ગીતની છેલ્લી સાત આઠ કડીઓ અસલ પંક્તિઓ ન જડવાથી, અસલ ઘટનાની વસ્તુને અનુસરી ગીતનાં સંપાદક બહેન શ્રી લીલાવતી (ભીંધી) બહેન ભાવનગર બાલમંદિર વાળાએ સ્વતઃ રચ્યા છે.

## ૧૫

# શૌર્ય

[માવો ને જેસો બે ભાઇબંધ હતા. સમુદ્રની અંદર ભાવનગરની નજીક નકળંક (નિષ્કલંક) મહાદેવનું દેવળ છે. ત્યાં દર વર્ષે મેળો ભરાય છે. ત્યાં ભરતીને દિવસે પહોંચીને મહાદેવની મૂર્તિ પરથી સોપારી ને શ્રીફળ લઇ આવવાની હોડ રમાય છે. એક વર્ષ એવી હોડ કરીને બન્ને પડયા. પણ રેલ આવી તેમાં તણાઇ ગયા. આ તીર્થધામ ઘોઘા તરફના દરિયા ચામા છે.]

§

વીરા [1]પોટલીયામાં પાણી લેજો પોંચતાં,
લેજો લેજો નદીયું કેરાં નીર રે
માવો ને જેસો રવ રમ્યા.

વીરો હોડ કરીને બાર નીસર્યો,
જઇને ગીયા નકળંકને ગામ રે—માવો૦

વીરે નકળંક જઇને વિચાર કર્યો,
આપણે લેવું છે લીલું નાળીએર રે—માવો૦

વીરે [2]વેળીયું કાઢીને બેનને આલીયું
બે'નને નયણે વછૂટયાં છે નીર રે—માવો૦

વીરે વિચાર કરી બોકાનાં બીડીયાં
પડીયા [3]રતનાગર સાગર મોઝાર રે—માવો૦

વીરની બેન્યું તે વાટું જોઇ રહી,
ક્યારે આવે મારો માડીજાયો વીર રે—માવો૦

---

૧. કપડાના લોટામાં ૨. કાનનું ઘરેણું ૩. રત્નાકર

વીરો લીલાં સોપારી સાથે ઘોડીયો,
નવ દીઠું નાળીએર મુખ્ય રે—માવો૦

પછી પાણી સમુદરનું વળી ગયું,
પછી લેવાણા લોઢું માંય રે—માવો૦

આખું ગામ વાંસે એને ચાલીયું,
ત્યાં તો વળી છે દરિયાની વેળ રે—માવો૦

પછી દરિયાને કાંઠે કાઢી નાખ્યા,
એને દેવરાવ્યાં કાંઈ દેન રે—માવો૦

૧૬

## મહેમાન

[દુઃખીયારી વહુને સાસરવાસમાં પીયરીયાં પરોણા બની મળવા આવે છે. પણ સાસુએ છેવટ સુધી વહુને અજાણમાં રાખી સ્વજનો સાથે મળવા જ ન દીધી.]

§

મારા ફળીઆમાં ઉંચો આંબલો
આંબલિયે ચડી મેં તો જોયું જો.

ઉંચી ચડું ને નીચી ઉતરૂં,
જોઉં મારા માડીજાયા! વાટ જો.

ભાલમાં ઝબકયાં રે ભાલસરાં
પીતળીયાં ઝબકયાં પલાણ જો.

ચોરે ચમકી લીલી મોજડી
ઓરડીએ અબીલ ગલાલ જો.

ઢોલીઆ ઢાળ્યે વહુ ઉતાવળા!
આવ્યા મારા નવલા વેવાઈ જો.

ઢાલીઆ ઢાળીને વહુ ઉભા રીયાં
કો'ને બાઈજી કયાંના મેમાન જો!

દળણું દળો રે વહુ ઉતાવળાં!
પછી કરશું મેમાનુંની વાતું જો.

ઘઉંડા દળીને વહુ ઉભા રીયાં,
કો'ને બાઇજી કયાંના મેમાન જો!

વાસીદાં વાળો રે વહુ ઉતાવળાં!
પછી કરશું મેમાનુંની વાતું જો.

વાસીદાં વાળીને વહુ ઉભાં રીયાં,
કો'ને બાઇજી કયાંના મેમાન જો!

પાણીડાં ભરો ને વહુ ઉતાવળાં!
પછી કરશું મેમાનુંની વાતું જો!

× × ×

રાંધણીઆં કરોને વહુ ઉતાવળાં!
પછી કરશું મેમાનુંની વાતું જો!

× × ×

મેમાનું વોળાવી વહુ ઉભાં રીયાં,
કો'ની બાઇજી મેમાનુંની વાતું જો!

લીલૂડે ઘોડે રે વહુ તારો વીરલો,
કાળુડે ઘોડે તારો કાકો જો !

માંકડે ઘોડે વહુ તારો મામો ને
એ રે વહુ આપણા મેમાન જો !

ફૂટ રે ગોઝારી સાસુ પાપણી,
નો રે જોયો માડીજાયો વીરો જો !

ફૂટ રે ગોઝારી સાસુ પાપણી,
નો રે જોયા કાકા ને કટંબી જો !

ફૂટ રે ગોઝારી સાસુ પાપણી,
નો રે જોયા મામા ને મોસાળ જો !

જો રે સરજી હોત ચરકલડી,
મારા વીરને ભાલે બેસી જાત જો !

જો રે સરજી હોત વાદળડી,
મારા વીરને છાંયો કરતી જાત જો !

મેમાનુંની વાંસે પ્રોડી બેનડી,
નવ જોયાં ઘોડલે પલાણ જો !

*ડુંગરે પછાડી વહુએ દેહડી,
લોહીની નીકું વહી જાય જો !

---

*આમ પણ અંતમાં ગવાય છેઃ

મારા ફળીમાં એક આંબલો
આંબલીયે ચડી પછડાણી જો !

૧૭

## નણંદ ભોજાઇ

નણંદ ભોજાઇ પાણીડાંની હાર,
પાણીડાં ગ્યાં'તાં રે સતગરૂ વાડીએ રે લોલ.

બેડું મેલ્યું સરવરીયાની પાળ,
ઈંઢાણી વળગાડી આંબા ડાળીએ રે લોલ.

તીંયાં તે આવી જોગીની જમાત,
જોગીડા ઉતર્યા રે સતગરૂ વાડીએ રે લોલ.

રમ્યાં તે રમ્યાં બાજીયું બે ચાર
જોગીડા ને નણુદલ રમીયાં જૂગટે રે લોલ.

હારી તે હારી જોગીની જમાત,
જોગીડા હાર્યા ને નણુદલ જીતીયાં રે લોલ.

મારી તે મારી અવળા સવળી ઠોંક
બીજી તે મારી છે પગની મોજડી રે લોલ.

× × ×

સાંભળો રે મારી સગી નણંદના વીર,
વાતલડી કે'શું તો કડવા લાગશું રે લોલ.

તારી બેની જોગીડાને જાય,
જોગીડા ઉતર્યા રે સતગરૂ વાડીએ રે લોલ.

વીરે લીધાં અરધાનાં અફીણ,
સોનાને કંચોળે અફીણ ઘોળીઆં રે લોલ.

પી જાને મારી માજણી તું બે'ન!
ગોઝારી ભોજાઇને હત્યા લાગશે રે લોલ.

આડું અવળું જોઇને બેન પી ગયાં રે લોલ.

તાણી તાણી સાળુડાની સોડય,
માથે ને ઓઢાડી નવરંગ ચુંદડી રે લોલ!

૧૮

## પ્રણય-કલહ

[ગાય પાછી વાળવાની ના પાડવાથી પતિનો માર ખાતી ગોવાલણ રાત્રિયે ઘર બંધ કરીને અંદર બેસી જાય છે. પતિના કાલાવાલાથી એ પીગળતી નથી. એટલે આંગણાના કુવામાં પત્થર નાખીને પતિ સંતાઈ જાય છે. પતિ જાણે કુવે પડયો એવી ભ્રાંતિથી સ્ત્રી બહાર નીકળીને પતિને સાદ પાડે છે. અનિષ્ઠની શંકાથી એનો તમામ રોષ પીગળી પડે છે.]

§

પ્રભુજી વનમાં ચારે ધેન, વગાડે રૂડી વાંસળી રે લોલ.
રાધા ગોરી ભાતડીયાં લઇ જાય, ચલાણે ચોળ્યાં ચૂરમાં રે લોલ.
પ્રભુજી કયાં રે ઉતારૂં ભાત કે કયાં બેસી જમશો રે લોલ!
રાધા ગોરી આસોપાલવને ઝાડ કે ફરતી છાંયડી રે લોલ.
રાધા ગોરી ત્યાં ઉતારો ભાત કે ત્યાં બેસી જમશું રે લોલ.
રાધા ગોરી ડુંગર ચડીયલ ધેન કે ધેન પાછી વાળજો રે લોલ!
પ્રભુજી તમારી ચારેલ ધેન કે અમ થકી નહિ વળે રે લોલ.
પ્રભુજીને ચટકે ચડીયલ રીસ કે જમતા ઉઠીયા રે લોલ.

મારી મારી અવળા સવળી ઠોંટ કે ડાબા પગની મોજડી રે લોલ.
રાધાજીને ચટકે ચડીયલ રીસ કે ભોગળ ભીડીયાં રે લોલ.
ઝીણા ઝરમર વરસે મેઘ પ્રભુ ભીંજાય બારણે રે લોલ.
રાધા ગોરી ઉઘાડો જોડ કમાડ પ્રભુ ભીંજાય બારણે રે લોલ.
જાવ જાવ માનેતીને મો'લ કે આંહી શીદ આવીયા રે લોલ.
જાશું જાશું માનેતીને મો'લ કે પછી થાશો [1]ઓરતા રે લોલ.
પ્રભુજીને આંગણ ઉંડી કુઇ કે કંકર નાખીયા રે લોલ.
ધબકે ઉઘડયાં જોડ કમાડ, પ્રભુની ગોતે નીસર્યાં રે લોલ.
કોઇ મને દેખાડો દીનાનાથ કે આપું વધામણી રે લોલ!
આપું આપું હૈડા કેરો હાર કે માથા કેરી દામણી રે લોલ!

૧. પસ્તાવો

૧૯

## મણીઆરડો

[નગરલાડી ગામના રાજાની કુંવરી ગોરલ કોઇ મણીઆરા પર મોહીને પરણી હતી તેનો કચ્છ વાગડમાં ગવાતો આ રાસડો છે.]

§

મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
ભમરીયા ભાલા વાળો મણીઆર
નીમાણાં નેણાંવાળો મણીઆર
મીઠુડી બોલીવાળો મણીઆર.

જુના રે ગઢથી પોઠીડા પલાણીઆ
પલાણીયા ગોરીબંદા! ઉતાર્યા અમારે વાગડ દેશ.

મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
મીઠુડી બોલીવાળો મણીઆર.

જે જે મારગે મણીઆરો ચાલીયો,
ચાલીયો રે ગોરીબંદા! ઝીણો રે ઉડે છે ગુલાલ.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
નીમાણું નેણુંવાળો મણીઆર.

ઓતરાખંડથી મણીઆરો ઉતર્યો,
ઉતર્યો રે ગોરીબંદા! તંબુડા તાણ્યા રે આસમાન.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
ભમરીયા ભાલાવાળો મણીઆર.

પેલો રે ઉતર્યો રે હરીયા બાગમાં,
બાગમાં રે ગોરીબંદા! પછી ઉતર્યો ગઢની રાંગ.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
મીઠુડી બોલીવાળો મણીયાર.

ઉતારા આપો મણીઆરાને ઓરડા!
ઓરડા રે ગોરીબંદા! દેશું રે મેડી ને મો'લ.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
નીમાણું નેણુંવાળો મણીઆર.

દાતણીયાં આપો મણીઆરાને દાડમી
દાડમી રે ગોરીબંદા! દેશું રે કણીયલ કેરી કાંબ.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે
ભમરીયા ભાલાવાળો મણીઆર.

* * *

જલમ દીધો મણીઆરાની માવડી,
માવડી રે ગોરીબંદા! રૂપલીયો દીધો રે દીનાનાથ!
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
નીમાણું નેણુંવાળો મણીઆર.

સૂરજની સાખે મણીઆરો જલમીયો
જલમીયો રે ગોરીબંદા! સોના રે સરીખો મણીઆર.
મણીઆરડા રે હો ગોરલના સાયબા રે!
ભમરીયા ભાલાવાળો મણીઆર.





# ૨ : સંસાર-ચિત્રો

## ૨૩

## આંબો

[ કુટુંબ-જીવનને આંબાની ઉપમા આપી એનાં સુમિષ્ટ ફળોનું વર્ણન થાય છે. ]

§

કીયા ભાઇને આગણુ આંબો મોરીયો રે,
કીયા ભાઇને લળી લળી આવે છાંય
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇને આંગણુ રૂડા ઘોડલા રે,
કીયા ભાઇને આંગણુ હાથીની જોડ
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇને ઘેરે વલોણું ઘૂમતાં રે
કીયા ભાઈને ઘેરે ભેસુંની જોડ
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇની મેડીએ દીવો શગે બળે રે,
કીયા ભાઇને ઓરડીએ અંજવાસ
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇના કુવા કરે કીચૂડીયા રે,
કીયા ભાઇની વાડીયું લેરે જાય
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇને ધોળીડા બળદીઆ રે,
કીયા ભાઇને ફુમકીયાળી રાશ
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇના કુંવર પોઢયા પારણે રે,
કીયા ભાઇની કુંવરી હાલાં ગાય
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કીયા ભાઇની કુંવરી હાલ્યાં સાસરે રે,
કીયા ભાઇનો કુંવર વળાવા જાય
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

કઇ વહુને ફુલફગરનો ઘાઘરો રે,
કયી વહુને ઓઢણુ આછાં ચીર
આંબો મોર્યો ને આંબે ફળ ઘણાં રે.

## ૨૧

## ચાંદલિયો

[શરદ પૂનેમની રૂપાળી રાત્રિયે રમતાં ભાવની ભરતી ચડી છે. આદર્શ સાસર-વાસની કલ્પના ઉછળી છે. પૂર્વ ભવનાં પિતા માતા સમ સાસર-યુગલ: આષાઢા મેઘ શો સમૃદ્ધિદાતા ને શીળો જેઠ: ઘરમાં આનંદે અને ઉલમે ચપળ બની ઝબક! ઝબક! હરતી ફરતી જેઠાણી: વગેરેનું ભાવ-દર્શન મીઠું બની રહ્યું છે]

§

આસો માસે શરદ પૂનમની રાત જો,
ચાંદલિયો ઉગ્યો રે સખી મારા ચોકમાં.

સસરો મારો ઓલ્યા જલમનો બાપ જો,
સાસુ રે ઓલ્યા જલમની માવડી.

જેઠ મારો આષાઢીલો મેઘ જો,
જેઠાણી ઝબૂકે વાદળ વિજળી.

દેર મારો ચાંપલિયાનો છોડ જો,
દેરાણી ચાંપલિયા કેરી પાંદડી.

નણંદ મારી વાડી માયલી વેલ્ય જો,
નણદોઇ મારો વાડી માયલો વાંદરો.

પરણ્યો મારી સગી નણંદનો વીર જો,
તાણીને બાંધે રે નવરંગ પાઘડી.

૨૨

## વડલો

[આંહી કુટુંબને વડલાનું રૂપક આપ્યું છે.]

§

ઉંચો વડલો ઘેર ગંભીર જો,
થડે થોડો ને ડાળે અતિ ઘણો રે લોલ.

ડાળે ડાળે હંસલા મોર જો,
પાંદડીયે પાંદડીયે દીવા બળે રે લોલ—ઉંચો૦

સાસરો મારો ઓલ્યા જલમનો બાપ જો,
સાસુડી ઓલ્યા જલમની માવડી રે લોલ—ઉંચો૦

[તે પછી ઉપરના ગીતની માફક ગવાય છે]

૨૩

## પરણેતર

જામ તારૂં જાંબુડું રળીયામણું રે
પરણે સીતા ને શ્રીરામ
આવે રાઘવ કુળની જાન
જામ તારૂં જાંબુડું રળીયામણું રે.

સોનીડાના બેટડા વીર તને વીનવું રે,
રૂડાં ઝુમણલાં લઇ આવ!
પરણે સીતા ને શ્રીરામ
જામ તારૂં જાંબુડું રળીયામણું રે.

સુતારીના બેટડા વીર તને વીનવું રે,
રૂડો બાજોઠીયો ઘડી લાવ!
પરણે સીતા ને શ્રી રામ
જામ તારૂં જાંબુડું રળીઆમણું રે.

લુવારીના બેટડા વીર તને વીનવું રે,
રૂડો દીવડલો ઘડી લાવ!
પરણે સીતા ને શ્રી રામ
જામ તારૂં જાંબુડું રળીઆમણું રે.

•

૨૪

## ચાંદલો લાલ સોહામણો

[ આંહી પણ ચાંદલો નિરખતાં સાચાં સ્વજનો સાંભરે છે.]

સખી! ચાંદલો તે લાલ સોહામણો રે;
સખી! રાજા વિનાનાં સૂનાં રાજ છે જો,

સખી ! રાણીઓ વિનાના સૂના મો'લ જો
સખી ! ચાંદલો તે લાલ સોહામણો રે.

સખી ! પિતા વિનાનું પીયર સૂનું જો !
સખી ! માતા વિનાના શા લાડ જો–ચાંદલો૦

સખી ! ભાઇ વિનાની શી પસલી જો,
સખી ! ભોજાઇ વિનાનાં શા હેત જો–ચાંદલો૦

સખી ! બેનડ વિનાની શી ગોઠડી જો,
સખી ! સૈયર વિનાના શા સાથ જો–ચાંદલો૦

૨૫

## વહુવારૂની હોંશ

લીલી લીલી ઇંઢાણી હીરની રે,
મને પાણી ભર્યાંની ઘણી હોંશ રે.
લીલી ઇંઢ ણી હીરની રે.

સાંકડી શેરીમાં સસરો સામા મળ્યા રે,
મને લાજ કાઢયાની ઘણી હોંશ રે–લીલી૦

સાંકડી શેરીમાં જેઠજી સામા મળ્યા રે,
મને ઝીણું બોલ્યાની ઘણી હોંશ રે·લીલી૦

સાંકડી શેરીમાં જેઠાણી સામાં મળ્યાં રે,
મને ઠેકડી કર્યાંની ઘણી હોંશ રે–લીલી૦

સાંકડી શેરીમાં દેરજી સામા મળ્યા રે,
મને હસ્યા બોલ્યાની ઘણી હોંશ રે-લીલી૦

સાંકડી શેરીમાં નણુદી સામાં મળ્યાં રે,
મને માથું ગુંથ્યાની ઘણી હોંશ રે-લીલી૦

સાંકડી શેરીમાં વાલમ સામા મળ્યા રે,
મને મોઢું મલકાવ્યાની હોંશ રે-લીલી૦

૨૯

## બેડું ફોડયું !

સસરાજી રે મેં બેડું ફોડયું !
વહુ રે કેમ કરતા ફોડયું !
હાથ લપસ્યો, પગ લપસ્યો, જઈને પાવઠડે ફોડયું.

વહુ રે વહુ તમે ઘરબા'ર જાજો !
આમ નો જાઉં, તેમ નો જાઉં, સાસુડી આવે ત્યારે જાઉં.

સાસુજી રે મેં બેડું ફોડયું !
વહુ રે કેમ કરતાં ફોડયું !
હાથ લપસ્યો, પગ લપસ્યો, જઈને પાવઠડે ફોડયું.

વહુ રે વહુ તમે ઘરબા'ર જાજો !
આમ નો જાઉં, તેમ નો જાઉં, જેઠજી આવે ત્યારે જાઉં.

× × ×

નણુદીના વીર મેં બેડું ફોડયું !
ઘરની નાર તમે કેમ કરતાં ફોડયું !
હાથ લપસ્યો, પગ લપસ્યો, જઇને પાવઠડે ફોડયું.

ઘરની નાર તમે ઘરમાં રેજો !
હમણાં વૈદ તેડાવું રે
ભલે રે તમે બેડું ફોડયું !

૨૭

## ગુલાબે રમતાં'તાં

ગુલે ગુલે ગુલાબની વાડી ગુલાબે રમતાં'તાં
મારો સસરો આણે આવ્યા ,, ,, ,,
ઇ તો હડકાયો કૂતરો લાવ્યા ,, ,, ,,
મારા સસરા સાથે નૈ જાઉં ,, ,, ,,

* * *

મારો પરણ્યોજી આણે આવ્યા ,, ,, ,,
ઇ તો ફુલની છાબડી લાવ્યા ,, ,, ,,
મારા પરણ્યા સાથે જાશું ,, ,, ,,

૨૮

## ચણોઠડી લુંબે

ઢાંકણીમાં ચોખા ઢુંબે ચણોઠડી લુંબે ને ઝુંબે
સાસરો આણે આવ્યા ચણોઠડી લુંબે ને ઝુંબે

ખોખરૂં ગાડું લાવ્યા ચણોઠડી લુંબે ને ઝુંબે
સસરા ભેળી નૈં જાઉં ચણોઠડી લુંબે ને ઝુંબે

* * *

પરણ્યો આણે આવ્યા ચણોઠડી લુંબે ને ઝુંબે !
પરણ્યા ભેળી નૈ જાઉં ચણોઠડી લુંબે ને ઝુંબે !
સબ સોટો માર્યો ચણોઠડી લુંબે ને ઝુંબે !
પટ ગાડે બેઠાં ચણોઠડી લુંબે ને ઝુંબે !

---

* જેઠ, દેર, વગેરે પણ એજ રીતે આવે ને જાય છે.

૨૯

## કોયલડી રીસાણી

હાં હાં રે કોયલડી રીસાણી,
મારા વીરની કોયલડી રીસાણી.
એને કોણુ મનાવા જાય ! કોયલડી રીસાણી.

* * *

રથ જોડી નણુદીબા નીસર્યાં,
વળો વળો ભાભલડી ઘેર ! કોયલડી રીસાણી—હાં૦

નણુદી તમારી વાળી ને વળું,
કે' આવે તમારો વીરો, કોયલડી રીસાણી—હાં૦

મારી હોઢ બદામની ભાભલડી,
કાંઈ લાખુનો મારો વીરો ! કોયલડી રીસાણી—હાં૦

### ૩૦

## વહુનું મૃત્યુ

[વહુના મૃત્યુથી શી શી ખોટ પડી ! પ્રત્યેક સંબંધીને મન વહુની કેટલી મહત્તા હતી તેનું લાક્ષણિક મર્માળું સૂચન થાય છે.]

§

મારા વાડામાં ગલ છોડવો રે
ફાલ્યો લચકાલોળ મારા વા'લા !

ખોળે વાળી ફુલ વીણતાં રે
કરડયો કાળો નાગ મારા વા'લા !

ફુળીએ આવી ફેર ચડયા રે
પડિયાં ભફોભફ મારા વાલા !

સસરો આવ્યા જોવા રે
પાંચસે રૂપીઆ પાણી મારા વા'લા !

સાસુ આવી જોવા રે
ભલે વહુ ભાગ્યશાળી મારા વા'લા !

જેઠ તે આવ્યા જોવા રે
ઘુમટાની તાણનાર ગઈ મારા વા'લા !

જેઠાણી આવી જોવા રે
પાણીની ભરનાર ગઈ મારા વા'લા !

× × × ×

---

× વાસીદું વાળનાર ગઇ મારા વાલા !

× × ×

રાંધણાની કરનાર ગઇ મારા વાલા !

દેર આવ્યા જોવા રે
ઠેકડીની કરનાર ગઇ મારા વા'લા !

દેરાણી આવી જોવા રે
મારી જોડદાર ગઇ મારા વા'લા !

૩૧

## ભાઇ-ભાભી

વઢવાણુમાં લીલી પીળી લીમડી રે હેલીના હુરીયા હ્યો !
ઓલ્યા ચાર જણા કોણ આવે રે „ „ „
એમાં વચલો મારો વીરો રે „ „ „
મારા વીરના હાથમાં ભાલું રે „ „ „
ઓલી ચાર જણી કોણ આવે રે „ „ „
એમાં વચલી મારી ભાભી રે „ „ „
એમાં છેલ્લી મારી શોકય રે „ „ „
મારી ભાભીના હાથમાં બેટડો રે „ „ „
ભાભી બેટો ધવરાવતી આવે રે „ „ „
મારી શોકયના હાથમાં શીકલી રે „ „ „
શીકલીમાં નાની એવી છોકરી રે „ „ „
શોકય છોકરી પછાડતી આવે રે „ „ „

## ૩૨

# સંતાકુકડી

[પતિપત્ની અરસ્પરસ આમોદ કરતાં કરતાં કલ્પનાની અંદર સંતાકુકડીની રમત રમે છે. સ્વામી પોતાની પ્રિયતમાને હરકોઇ સ્થળે, ચાહે તે વેશમાં પણ પકડી પાડીને મીઠી ખીજ ઉપજાવવા મથે છે.]

§

લવીંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો,
ફુલ કેરે દડુલીએ સીતાએ વેર વાળ્યાં જો!

રામ! તમારે બોલડીયે હું નદીએ નાળું થાઇશ જો,
તમે થશો જો નદીએ નાળું, હું ધોબીડો થઇશ જો!

રામ તમારે બોલડીયે હું [1]પરઘેર દળવા જઇશ જો,
તમે જશો જો પરઘેર દળવા, [2]હું ઘંટુલો થઇશ જો!

રામ તમારે બોલડીયે હું પર ઘેર ખાંડવા જઇશ જો,
તમે જશો જો પર ઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો!

રામ તમારે બોલડીયે હું રણની રોઝડી થઇશ જો,
તમે થશો જો રણની રોઝડી, હું સુડલિયો થઇશ જો!

રામ તમારે બોલડીયે હું જળ માછલડી થઇશ જો,
તમે થશો જો જળ માછલડી હું [3]માછીડો થઇશ જો!

રામ તમારે બોલડીયે હું આકાશ વિજળી થઇશ જો,
તમે થશો જો આકાશ વિજળી, હું મેહુલીયો થઇશ જો!

રામ! તમારે બોલડીયે હું બળીને ઢગલો થઇશ જો,
તમે થશો જો બળીને ઢગલો, હું ભભુતીયો થઇશ જો!

---

૧. પાઠાન્તર : 'પરઘેર ઘંટી થઇશ જો!'
૨. „ : 'હું ટંકારો થઇશ જો!
૩. 'માછીડો' કરતાં 'જળમોજું' વધુ દીપે છે.

## ૩૩

# માતા અને સાસુ

[ઉપર ગયાં તે આમોદ-પ્રમોદનાં ગીતોઃ હવે આવે છે સંતાપનાં સંસાર-ચિત્રોઃ માતા અને સાસુ વચ્ચેના આ વિરોધ-દર્શનમાં તે સમાજ જીવનની અંદર રહેલી મીઠાશ અને કડવાશની નિખાલસ કબુલત છે.]

§

માતાને આંગણે રે રૂડો આંબલો
ત્યાં રમતાં દિ' ને રાત, માતા કોને વિસરે !

સાસુને આંગણે રે લીલો લીંબડો,
ત્યાં કાંતતાં દિ' ને રાત, સાસુ કોને સાંભરે !

માતાએ પિરસી રૂડી લાપસી,
મહીં ગોરી ગાયનાં ઘીય, માતા કોને વિસરે !

સાસુએ પિરસી ભુંડી રાબડી,
મહીં ટીપું આપ્યું તેલ, સાસુ કોને સાંભરે !

માતાએ ગુંથ્યાં રૂડાં માથડાં,
મહીં ટસર્યું લીધી ત્રણ, માતા કોને વિસરે !

સાસુએ ગુંથ્યાં ભૂંડાં માથડાં,
મહીં ટોલા મેલ્યા ત્રણ, સાસુ કોને સાંભરે !

માતાએ ઢાળ્યા રૂડા ઢોલીઆ,
ઓશીકે નાગર વેલ્ય, માતા કોને સાંભરે !

સાસુએ ઢાળી તુટલ ખાટલી,
ઓશીકે કાળો નાગ, સાસુ કોને સાંભરે !

૩૪

## માતા-સાસુ

શરદ પૂનમની રાતડી રંગ ડોલરીયો
માતાજી રમવા દ્યો રે રંગ ડોલરીયો !

રમી ભમી ઘેર આવીયાં રંગ ડોલરીયો
માતાજી ભોજન દ્યો રે રંગ ડોલરીયો !

માતાએ પિરસી લાપસી રંગ ડોલરીયો
મંહીં પળી એક આલ્યાં ઘી રે રંગ ડોલરીયો !

માતાએ ગુંથ્યાં માથડાં રંગ ડોલરીયો,
મહીં ટસર્યું લીધી ત્રણ રે રંગ ડોલરીયો.

માંતાએ ઢાળ્યા ઢોલીઆ રંગ ડોલરીયો,
ઓસીકે નાગરવેલ્ય રે રંગ ડોલરીયો.

× × ×

શરદ પૂનમની રાતડી રંગ ડોલરીયો
સાસુજી રમવા દ્યો રે રંગ ડોલરીયો !

રમી ભમી ઘેર આવીયાં રંગ ડોલરીયો
સાસુજી જમવા દ્યો રે રંગ ડોલરીયો !

બાઇજીએ પિરસ્યું બાજરીયું રંગ ડોલરીયો
મહીં ટીપું આલ્યાં તેલ રે રંગ ડોલરીયો !

બળ્યું બાઇજી તારૂં બાજરીયું રંગ ડોલરીયો
તારા તેલમાં ટાંડી મેલ્ય રે રંગ ડોલરીયો !

સાસુએ ઢાળી ખાટલી રંગ ડોલરીયો,
ઓસીકે કાળો નાગ રે રંગ ડોલરીયો !

૩૫

## ચોરી !

[થાકેલી વહુને દળતાં દળતાં ઝોલું આવી જાય છે. ઉંદર ઘંટીમાંથી લોટ ખાઇ જાય છે. નણંદ લોટ જોખે છે. વહુ પર ચોરીનું આળ ઉતરે છે!]

§

કાળી તે ભોંના કોદર્યા રે,
દળજો ઝીણેરા લોટ!

દળતાં તે વહુને ઝોલું આવીયું રે
ઉંદર ખાઇ ગ્યો છે લોટ.

સાસુને ઘેરે ત્રાજવાં રે,
નણુદી જોખે છે લોટ!

જોખતાં તે ચપટીક ઓછો થીયો
નણુદી બોલે છે બોલ.
સાસુ મારે છે માર.

દીકરી તે છાના કાગળ મોકલે રે
માડી તેડવાને આવ!
વીરા વેલેરા આવ!

હું કેમ આવું બેની એકલો રે,
આડી નદીયું બે ચાર.
આડા ડુંગર બે ચાર!

૩૬

## ભવના અબોલા

[ જીંદગીભર અબોલા લેનાર ધણીની સ્ત્રી ઘણાં ઘણાં મનામણાં કર્યા પછી હારીને પિતા પાસે પોતાના દુઃખની કથા પહોંચાડે છે. ]

§

મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં,
મેં તો કાચનાં કર્યાં કમાડ
મોરી સૈયરૂં ! અબોલા ભવ રીયા.

મેં તો અગર ચંદણના ચુલા કોર્યા,
મેં તો ટોપરડે ભરીયા ઓબાળ—મોરી૦

મેં તો દૂધનાં આંધણુ મેલીયાં,
મેં તો ચોખલા ઓર્યા શેર—મોરી૦

એક અદ્ધર સવળી સમસમે,
બેની મારો સંદેશો લઇ જા—મોરી૦

મારા દાદાની ડેલીયે જઇ કે'જે !
તમારી દીકરીને પડિયાં છે દુઃખ—મોરી૦

દીકરી ! દુઃખ રે હોય તો વેઠીએ,
દીકરી ! સુખ તો વેઠે છે સૌ—મોરી૦

દાદા ! ખેતર હોય તો ખેડીએ,
ઓલ્યા ડુંગર ખેડયા કેમ જાય—મોરી૦

દાદા ! કૂવો રે હોય તો ત્રાગીયે,
ઓલ્યા સમદર ત્રાગ્યા કેમ જાય—મોરી૦

દાદા ! ઢાંઢો રે હોય તો વેચીએ,
ઓલ્યો પરણ્યો વેચ્યો કેમ જાય—મોરી૦

દાદા ! કાગળ હોય તો વાંચીએ
ઓલ્યાં કરમ વાંચ્યાં કેમ જાય—મોરી૦

# ૩ : રસગીતો

## ૩૭

## મારા વા'લાને રે

[ વિદેશે ગએલા સ્વામીને વિજોગણ સ્ત્રી સંદેશો કહાવે છે. 'જૂઇનું ફુલ' તમામ ફુલોમાં વ્હેલું કરમાતું હોવાથી એનો પ્રયોગ યથાર્થ થયો છે.]

§

જેમ સૂકાઇ તારી જૂઇનાં ફુલ મારા વાલાજી રે !

તેમ તારી ગોરાંદે કરમાય
જઇને કહેજો મારા વાલાને રે !

ઉતારા દેશું ઓરડા મારા વાલાજી રે !
ઉતારા કરનારો પરદેશ
જઇને કહેજો મારા વાલાને રે !
—જેમ સુકાય૦

દાતણ દેશું દાડમી મારા વાલાજી રે !
દાતણ કરનારો પરદેશ
જઇને કે'જો મારા વાલાને રે !
—જેમ સુકાય૦

* * *

૩૮

## લગરીક માખણીયા સાટુ

ઓરડા ચણાવ્યા રે વાલે મારે ઉતારા સાટુ રે;
ઉતારા કરશે શ્રી ભગવાન
વાલો મારો વસીયા ગોકુળ ગામ !
અબોલડા લીધા રે લગરીક માખણીયા સાટુ રે !

દાડમી રોપાવી રે વાલે મારે દાતણીયા સાટુ રે;
દાતણુ કરશે શ્રી ભગવાન
વા'લો મારો વસીયા ગોકુળ ગામ.
અબોલડા લીધા રે લગરીક માખણીયા સાટુ રે !

કુંડીયું રખાવી રે વાલે મારે નાવણીઆ સાટુ રે.
નાવણુ કરશે શ્રી ભગવાન
વા'લો મારો વસીયા ગોકુળ ગામ.
અબોલડા લીધા રે૦

* * *

૩૯

## વાટલડી

સૈયર મોરી રે
ચાંદલીયા પછવાડે સૂરજ ઉગીઓ રે લોલ.
સૈયર મોરી રે
વાટલડી જોઇને જોઇને મારો જલમ ગીયો રે લોલ.
સૈયર મોરી રે
ઉતારાનો કરનારો વાલમ વાડીએ રે લોલ—સૈયર૦

* * *

૪૦

## મારે આંગણુ

મારે આંગણુ ગલપુલ ને વળી મરવો
ડોલર લેચું રે હો હ્યે છે.

મારે આંગણુ પ્રભુજી નિતનિત આવતા
દાતણુ કરતા રે હો જાવને !

તારે આંગણુ દાતણુ કર્યાની મારે બાધા
એ શું બોલ્યા રે હો રાધા–મારે આંગણુ૦

× × ×

૪૧

## ઢેલડ રીસાણી

મોર બોલે ને ઢેલડ રીસાણી;
તમે શાના લીધા છે વાદ?
એક વાર બોલોને! ઢેલડ રીસાણી.

મારા નાક પરમાણે નથડી
મેં તો ટીલીએ લીધલ વાદ
એક વાર બોલોને ઢેલડ રીસાણી–મોર૦

* * *

૪૨

## લીંબુડું

લીંબુની મારી હું તો નૈ મરૂં રે વાલમા !
લીંબુડું ઝુલે છે બાગમાં.

તારાં મેણાંની મારી મરી જાઉં મારા વાલમા !
લીંબુડું ઝુલે છે બાગમાં.

પગ પરમાણે કડલાં રે વાલમા !
લીંબુડું ઝુલે છે બાગમાં.

કાંબીયુંની બબ્બે જોડ મારા વાલમા !
લીંબુડું ઝુલે છે બાગમાં.

* * *

૪૩

## કટકો કાગળીયો રે

કટકો કાગળીયો રે
કોઈ મને વાંચીને વિગતે સુણાવો !

હાલાર શેરના હાથીડા લાવજો,
સોનાની અંબાડી રે—કટકો૦

હાથીએ તે બેસશે રાજા ગંભીરસિંહ
વાહર ઢોળે હજૂરી રે—કટકો૦

*ઘોઘા તે શેરનાં ઘોડલાં રે લાવજો
પીતળીયાં પલાણુ રે—કટકો૦

ઘોડલે તે બેસશે રાજા મંગળસંગ
વાહર ઢોળે હજુરી રે—કટકો૦

× × ×

× એ રીતે ' વાળાક શેર—વેલડી ' વગેરે મૂકીને ગવાય છે.

## ૪૪

### કમળ

રાધા કરસન રમે હોળીએ રે લોલ,
ઉડે છે કાંઈ અબીલ ગુલાલ લાલ
કૃષ્ણ વાડીમાં કમળ ઉઘડયાં રે લોલ !

કૃષ્ણજીને ઉતારા ઓરડા રે લોલ,
રાધાજીને મેડીના મોલ લાલ
કૃષ્ણ વાડીમાં કમળ ઉઘડયાં રે લોલ !

* * *

## ૪૫

### પોપટ

મારા બાપુનો પાળેલ પોપટો,
મારી માતાની નીરેલ ચણ
મારો લાલ પિયારો પોપટો !

મારા કાકાનો પાળેલ પોપટો,
મારી કાકીની નીરેલ ચણુ
મારો લાલ પિયારો પોપટો !

* * *

[સહુ સગાનાં નામ મૂકાય છે.]

૪૬

## નથ

નથ ઘડી દે સોનારા રે
મારી નથ ઘડી દે સોનારા !

તારી તે નથમાં શું શું જોશે
માણેક મોતી ને પરવાળાં રે—મારી૦

પગ પરમાણે કડલાં રે ઘડજે
કાંબીયુંના હલકારા રે—મારી૦

× × ×

૪૭

## બેનીબાનો વીર

[ ભાઇને ઘેર ફુલવાડી ફાલી; પરંતુ એ ફુલ-વીણણી તો બહેનને હાથે જ શોભેને ! ખાસ ફુલ વીણાવવા માટેજ ભાઇ બહેનને તેડવા ચાલ્યા!]

§

વાડી ફુલી વન ફુલડે
ફુલ કોણ વીણવા જાય !

બેનીબાનું સાસરૂં વેગળું
ત્યાં કોણ તેડવા જાય !

જાશે વીરાજી પાલખા
 ઘોડલે ઘૂઘરમાળ.

લીલી ઘોડી ને પીળો ચાબખો
 પાતળીઓ અસવાર !

બેનીબાના ગામને ગોંદરે
 ઘોડલાં ઠેકયાં જાય.

ગામને ગરાસીએ પૂછયું
 કયાંનો રાજા જાય !

નથી રાણો ને નથી રાજીઓ
 બેની તે બાનો વીર.

રે' તો વીરાજી રાંધું લાપસી
 જાવ તો કઢીયલ દૂધ.

ના રે બેનીબા હું ને રહું
 રે મારો સંગ ચાલ્યો જાય !—વાડી૦

૪૮

## પીલુડાં

પીલુડાં પાકયાં મા પીલુડાં પાકયાં,
અઘોર વન વેડયાં મા, પીલુડાં પાકયાં.

જાળી ઉપર જાળી, જાળી ઉપર જાળી.
ઝુલે છે મારી માડી મા, પીલુડાં પાકયાં—પીલુડાં૦

વાટકડીમાં સાકર, વાટકડીમાં સાકર,
ઝુલે છે મારા ઠાકર મા, પીલુડાં પાકયાં—પીલુડાં૦

વાટકડીમાં કેરી, વાટકડીમાં કેરી,
ઝુલે છે મારા વેરી મા, પીલુડાં પાકયાં—પીલુડાં૦

વાટકડીમાં હીરા, વાટડીમાં હીરા,
ઝુલે છે મારા વીરા મા, પીલુડાં પાકયાં—પીલુડાં૦

૪૯

## બેનબાની ચુંદડી

દૂધી દૂધી તળાવડી રે,
દૂધે ભરીયાં તળાવ
મેં તો ઓઢી છે ચુંદડી રે.

મોટા ભાઈ હાલ્યા છે ચાકરી રે,
નાનુભાઈ હાલ્યા અમદાવાદ
મેં તો ઓઢી છે ચુંદડી રે.

મોટા ભાઇ લાવ્યા છે ઘૂઘરા રે,
નાનુભાઈ લાવ્યા ચંદણહાર
મેં તો ઓઢી છે ચુંદડી રે.

મોટી વહુ પેરે છે ઘૂઘરા રે,
નાની વહુ પેરે ચંદણહાર
મેં તો ઓઢી છે ચુંદડી રે.

મોટી વહુ હાલે છે ઠેકડે રે,
નાની વહુ હાલે મરડા મરડ !
મેં તો ઓઢી છે ચુંદડી રે.

૫૦

## કેવડો

કુવાને કાંઠે કેવડો ગોવાળીયા,
કેવડો લળી લળી જાય
કેવડો લે ને ગોવાળીયા !

કુવાને કાંઠે કેવડો ગોવાળીયા !
વાઢું તો એ ભર થાય
કેવડો લે ને ગોવાળીયા !

પગ પરમાણે કડલાં ગોવાળીયા !
કાંબીયું ફરી ઘડાવ
કેવડો લે ને ગોવાળીયા !

* * *

૫૧

## ગોવાળણી

મારી સોના ઇંઢોણી, ગોવાળણી રે લોલ
મારૂં રૂપાનું બેડું, ગોવાળણી રે લોલ

હું તો સરોવર ચાલી ગોવાળણી રે લોલ
મેં તો બેડું મેલ્યું આરે ગોવાળણી રે લોલ
ઇંઢોણી મેલી આંબા ડાળ્યે ગોવાળણી રે લોલ
હું તો વાડીમાં સીધાવી ગોવાળણી રે લોલ
હું તો ફુલ વીણી લાવી ગોવાળણી રે લોલ
ફુલ માલણને સોંપ્યાં ગોવાળણી રે લોલ
માલણ હાર ગુંથી લાવે ગોવાળણી રે લોલ
હાર બેડે ચડાવ્યો ગોવાળણી રે લોલ
કાન બેડે આવી લૂમ્યો ગોવાળણી રે લોલ
કાન બેડું નંદવાશે ગોવાળણી રે લોલ
ગોરી નવલું લૈ આલું ગોવાળણી રે લોલ
તારૂં નવલું મારે દવલું ગોવાળણી રે લોલ
મારૂં જૂનું મારે સારૂં ગોવાળણી રે લોલ !

## ૫૨

## મારો ગરબો

મારો ગરબો રે રમે રાજ ને દરબાર,
રમતો ભમતો રે ગ્યો છે કુંભારીને બાર;
અલી કુંભારીની નાર !
તું તો સૂતી હોય તો જાગ !
મારે ગરબે રે રૂડાં કોડીયાં મેલાવ !

મારો ગરબો રે રમે રાજ ને દરબાર,
રમતો ભમતો રે ગ્યો છે સોનીડાને બાર;

અલી સોનીડાની નાર !
તું તો સૂતી હોય તો જાગ !
મારે ગરબે રે રૂડાં જાળીયાં મેલાવ !

મારો ગરબો રે રમે રાજ ને દરબાર,
રમતો ભમતો રે ગ્યોછે ઘાંચીડાને બાર,
અલી ઘાંચીડાની નાર !
તું તો સૂતી હોય તો જાગ !
મારે ગરબે રે રૂડાં દીવેલ પૂરાવ–મારો૦

## ૫૩

## ગોરી ! ગરબો આવ્યો

સૂતી હોય તો જાગ રે ગોરી ! ગરબો આવ્યો.
તેલ બળે ઘી પૂર્યં રે ગોરી ! ગરબો આવ્યો
ગરબે ઝાઝા હીરા રે ગોરી ! ગરબો આવ્યો.
કઇ બાઇ માગે વીરા રે ગોરી ! ગરબો આવ્યો.
....બાઇ માગે વીરા રે ગોરી ! ગરબો આવ્યો.
ગરબે ઝાઝાં સૂતર રે ગોરી ! ગરબો આવ્યો.
કઇ વહુ માગે પૂતર રે ગોરી ! ગરબો આવ્યો.
....વહુ માગે પૂતર રે ગોરી ! ગરબો આવ્યો
એકના એકવીસ રે ગોરી ! ગરબો આવ્યો
બેના બાવીસ રે ગોરી ! ગરબો આવ્યો
તેલ બળે ઘી પૂર્યં રે ગોરી ! ગરબો આવ્યો
સૂતી હોય તો જાગ રે ગોરી ! ગરબો આવ્યો

## ૫૪

## ગાય

લોડણ આવે ડોલતી તેને કોણ દોવા જાય જો !
નવસેં નોંજણ વાળીયાં શ્રી કૃષ્ણ દોવા જાય જો.

ધમકે શેડયું ફુટીયું એનાં દૂધ દોણે નો માય જો,
છડકે છાશું ફેરીયું એનાં મહી માખણ નો માય જો.

પેલું મંગળ ગાઇશ મારો દાદો દેશે દાન જો,
દાદે દીધાં ગામ દશ ! એટલાં ઘણાં હોય જો.
* * *

---

*પછી કાકા, મામા, વીરા, વગેરેની સાથે ભેંસો, ઘોડાં, હાથી, ઇત્યાદિનાં મંગળ મૂકીને ગવાય છે.

## ૫૫

## બંગલો

અડવડ દડવડ નગારાં વાગે,
હર હર ગોમતી ગાજે રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

વાણે ચડીને વીરે ઈંટું મગાવી,
ઈંટુંના ઓરડા ચણાવો રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

વાણે ચડીને વીરે સોપારી મગાવી,
સોપારીની પૂરણી પૂરાવો રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

વાણે ચડીને વીરે કંકુ મંગાવ્યાં
કંકુની ગારું કરાવો રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

વાણે ચડીને વીરે લવીંગ મંગાવ્યાં
લવીંગનાં જાળીયાં મેલાવો રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

વાણે ચડીને વીરે એળચી મગાવી,
એળચીની બારીયું મેલાવો રે બંગલા ફક્કડ બનાયા—અડવડ૦

૫૬

## ઇંગારશા પીર

પીર છે પીર છે પીર છે રે
શેત્રુંજે ઇંગારશા પીર છે.

ધોળી ધજા ને માથે નેજા ફરૂકે,
ફરતો લોબાનનો ધૂપ છે. રે—શેત્રુંજે૦

વાંઝીયાં આવે રે પીર તારી જાત્રાએ,
પુતર લઇને ઘેરે જાય છે રે—શેત્રુંજે૦

કોઢીયાં આવે રે પીર તારી જાત્રાએ,
કાયા લઇને ઘેરે જાય છે રે—શેત્રુંજે૦

ધોળી ધજા ને માથે નેજા ફરૂકે,
કાંગરે કાંગરે મોર છે રે
શેત્રુંજે ઇંગારશા પીર છે.

૫૭

## વણઝારી

હાં રે મેં તો વાડામાં રીંગણી વાવી રે ઝુલણુ લે વણઝારી રે !
હાં રે એનાં ફુલડાં રાતાં ને ફળ કાળાં રે ,, ,, ,,
હાં રે હું તો સોનીની શેરીએ ગઇ'તી રે ,, ,, ,,
હાં રે એનાં હાટડામાં ઝુમણાં જોયાં રે ,, ,, ,,
હાં રે મારાં ઝુમણુલે મન મોયાં રે ,, ,, ,,
હાં રે મારાં મન મોયાં દલ ખોયાં રે ,, ,, ,,

* * *

તે પછી : 'મણીઆરની શેરી—ચૂડલા' : 'દોશીડાની શેરી—ચુંદડી' વગેરે:

૫૮

## કેર કાંટો

[ પ્રેમની મસ્તીએ ચડેલી નાદાન સ્ત્રી સ્વતંત્ર જીવનનો આનંદ માણવા માટે સંયુક્ત કુટુંબની જંજાળોથી કેવી રીતે મુક્ત બનવા છાના મનોરથ કરે છે, તેનું ટોળ-ચિત્ર કોઇ લોક-કવિએ આ ગીતમાં આબાદ ખૂબીથી ઉતાર્યું છે. કેરડાનો કાંટો ઘણો બારીક હોય છે.]

§

હાં કે રાજ !
વાવડીનાં પાણી ભરવા ગ્યાં'તાં
મને કેર કાંટો વાગ્યો
હાં કે રાજ !
વડોદરાના વૈદડા તેડાવો !
મારા કાંટડીયા કઢાવો

મને પાટડીયા બંધાવો!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
ધોરાજીના ઢોલીયા મંગાવો!
માંહી પાથરણાં પથરાવો!
આડા પડદલા બંધાવો!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
ઘરમાંથી રાંધણીયાને કાઢો!
મારી ધુમાડે આંખ્યું દુઃખે!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
ઓશરીયેથી ખારણીયાને કાઢો!
મારા ધબકે ખંભા દુઃખે!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
આંગણીયેથી ગાવડલીને કાઢો!
એના વલોણાને સોતી!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
સસરાજીને ચોવટ કરવા મેલો!
મને ઘુંઘટડા કઢાવે!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!
નણંદડીને સાસરીયે વળાવો!
એનાં છોરૂડાંને સોતી!
મને કેર કાંટો વાગ્યો.

હાં કે રાજ!

ફળીયામાંથી પાડોશણને કાઢો!

એના રેંટીયાને સોતી!

મને કેર કાંટો વાગ્યો.

૫૯

## દરિયાનાં ફુલ

[ નૃત્યમાં મસ્તી જગાવતા આ ગીતને જૂદા જૂદા ટેક લગાડીને જુદા જુદા સ્વરે તથા તાલે ગાવામાં આવે છે. જુઓ ર. રા. ભા. ૧–છેલ રમે ગેડી દડે : ભા. ૨–નાગર ઉભા રે' રંગ રસિયા : ઇત્યાદિ. આંહી કાવ્યત્વનો રસ ટેકમાંથી નિષ્પન્ન થાય છે. દરિયાના ફીણ ડોલર-ફુલ જેવું જ સુંદર દેખાય છે. ]

§

સોના ઇંઢોણી રૂપા બેડલું

દરિયાનાં ડોલર ફુલ ચડે મા'દેવને રે લોલ!

પાણીડાં ગઈ'તી તળાવ રે

દરિયાનાં ડોલર ફુલ ચડે મા'દેવને રે લોલ!

કાંઠે તે કાનં ઘોડાં ખેલવે–દરિયાનાં૦

કાન! મને ઘડૂલો ચડાવ્ય રે–દરિયાનાં૦

તારો ઘડો તે ગોરી તો ચડે–દરિયાનાં૦

*તું જો મારા ઘરડાની નાર રે–દરિયાનાં૦

\+ \+ \+

* ર. રા. ભા. ૧ ના "છેલ રમે ગેડી દડે" (૭૧) મુજબ બાકીની પંક્તિઓ પૂરી થાય છે.

૬૦

## તન્મયતા

[પ્રેમીજન પોતાના પ્રેમપાત્રની સેવાને કાજે ચાહે તે વસ્તુનું સ્વરૂપ સ્વીકારવા તલસે છે. પહેલી પંક્તિ સમજાતી નથી.]

§

ગેંડા સરજાવું સા'બ કણીયા સરજાવું !

ઉતારા કરો તો સા'બ અમકું બોલાવો,
સોના કેરી ખાટ બની જાઉં સાબ-ગેંડા૦

દાતણુ કરો તો સાબ અમકું બોલાવો !
રૂપા કેરી ઝારી બની જાઉં સાબ-ગેંડા૦

નાવણુ કરો તો સાબ અમકું બોલાવો,
ત્રાંબાકુંડી જળ બની જાઉં સાબ-ગેંડા૦

ભોજન કરો તો સાબ અમકું બોલાવો !
નાની થાળીમાં લાડુ બની જાઉં સાબ-ગેંડા૦

મુખવાસ કરો તો સાબ અંમકું બોલાવો !
પાન સોપારી એલચી બની જાઉં સાબ-ગેંડા૦

પોઢણુ કરો તો સાબ અમકું બોલાવો !
ઢોલીયા તળાઇ બની જાઉં સાબ-ગેંડા૦



# ૪ : ઋતુ–ગીતો

વિરહિણી પ્રિયતમા પ્રત્યેક માસની ઋતુ-લીલા વર્ણવી પરદેશે ગયેલા વલ્લભને યાદ કરે, અથવા તો વિપત્તિમાં પડેલી અબળા રાજદરબાર સમક્ષ ‘બાર–માસી’ ને રૂપે પોતાનાં વીતકો વર્ણવે, એવી પ્રથા બંગાળી લોક-કાવ્યોમાં પણ ઠેર ઠેર તરવરે છે. આપણા લોક–સાહિત્યમાં ઋતુ–ગીતો બે જાતનાં છે; એક સ્ત્રીજનોને ગાવાના રાસડા અને બીજાં ચારણ-રચિત છંદો ને ગીતો : ચારણો, મીરો અથવા મોતીસર લોકો કાં તો રાધા–કૃષ્ણને નામે એ ઋતુ—વર્ણનો રચે છે, ને કાં પોતાના આશ્રિત અથવા મિત્ર કોઈ વિદેહી રાજાને સંબોધી પ્રત્યેક માસના મરશીયા ગાય છે, કે જેને આપણે Elegy નામ આપી શકીએ. સ્ત્રીજનોના રાસડામાં ઋતુ–વર્ણન ઝીણવટ-વાળું નથી હોતું. ઘણીખરી વાર તો ઋતુનાં કશાં લક્ષણો આપ્યા સિવાય કેવળ પ્રાસ મેળવીને જ વિયોગની વેદના વ્યક્ત કરેલ હોય છે; જ્યારે ચારણી ‘બારમાસા’ ની અંદર ભાવોર્મિ કરતાં વધુ પ્રમાણમાં ઋતુ-લક્ષણોનું બારીક નિરીક્ષણ ને ભાષામાં ઝડઝમકનો છંટકાવ નજરે પડે છે. બન્ને પ્રદેશમાં બારમાસી કાવ્યો રચવાનો મોહ ઘણા કવિઓને થયો દેખાય છે. પરંતુ પછી તો એ તમામમાં કેવળ એકજ શૈલીનાં વર્ણનો ચાલે છે. નવીનતાનો રસ કોઈને લાગતો જ નથી. શબ્દો, ભાવો, ચિત્રો, તમામ એનાં એ જ રહે છે. વૈવિધ્ય માત્ર ઢાળોમાં જ જળવાય છે. પ્રત્યેક ઢાળને એનું વ્યક્તિત્વ છે. આંહી ફક્ત સ્ત્રીજનોને મુખે ગવાતા બારમાસીના રાસડા જ આપીએ છીએ. ચારણી બાર-માસા તથા અન્ય ઋતુ–ગીતોનો એક અલાયદો સંગ્રહ સવિસ્તર પ્રવેશક સાથે પુસ્તકાકારે પ્રગટ કર-વાની તૈયારી ચાલુ છે.

६१

## વાલા !

વાલા ! માગશરે મથુરા ભણી રે
મારે કરમે આ કુબજા કયાં મળી રે !

વાલા ! પોષે સૂકાણી હું તો શોષમાં રે
તે દી'ની ફરૂં છું ઘણા રોષમાં રે !

વાલા ! મા મહિને મેલી ગીઆ રે
દીનાનાથ નમેરી શું થયા રે !

વાલા ! ફાગણ હોળી હૈયે બળે રે
દીનાનાથ ગોત્યા કયાંય નવ મળે રે !

વાલા ! ચૈતરે ચિંતા થાય છે રે
ધીરપ રાખું ત્યાં જોબન વહી જાય છે રે !

વાલા ! વૈશાખે વન વિચરી રે
નાર નાની ને મોટી જોવા નીસરી રે !

વાલા ! જેઠ આવ્યો ને હવે શું કરૂં રે
દીનાનાથ વન્યા હવે નહિ ફરૂં રે !

વાલા ! આષાઢી ધામધોરીયા રે
ઝીણા ઝરમર વરસે મેહુલા રે !

વાલા ! શ્રાવણે શેરીયું વળાવતી રે
નાથ આવે તો નેણુ ભરી ન્યાળતી રે !

વાલા ! ભાદરવો ભર રંગમાં રે
એની ઉલટ ઘણેરી મારા અંગમાં રે !

વાલા ! આસોનાં અંજવાળીઆં રે
નાથ ! આવો તો મારે મંદર જાળીઆં રે !

વાલા ! કારતકે કાન ઘેરે આવીયા રે,
માતા જશોદાને મન બહુ ભાવીઆ રે !

૬૨

## વાલાજી !

કારતક મહિને મેલી ચાલ્યા કંથ રે વાલાજી,
આ પ્રીતલડી તોડીને ચાલ્યા પંથ મારા વાલાજી !

[1]માગશર મહિને મુજને નો કહી વાત રે વાલાજી,
આ આવડલી ને રીસ ન કરીએ નાથ મારા વાલાજી !

પોષ મહિને પડિયા મુજને શોષ રે વાલાજી,
આ જોશીડા તેડાવો જોવે જોશ મારા વાલાજી !

ભાઇ જોશીડા ! જોજે રૂડા જોશ રે વાલાજી,
આ કે'જે મારા કરમડીઆના દોષ મારા વાલાજી !

---

૧ પાઠાન્તરો :

માગશર મહિને મેં નથી કીધી વાતું રે વાલમજી !
આ સૂના રે ગોકુળમાં નથી રેવાનું મારા વાલમજી !

માગશર મહિને મંદિર ખાવા ધાય રે વાલાજી,
આ એકલડી દાસીના દિન કેમ જાય મારા વાલાજી !

મહા મહિનાની ટાઢયું મુજને વાય રે વાલાજી,
આ હેમાળો હલકયો ને કેમ રે'વાય મારા વાલાજી !

[૨]ફાગણ મહિને ફેર ફરે છે હોળી રે વાલાજી,
આ ફળીઆની પડોશણ રંગમાં રોળી મારા વાલાજી !

ચૈતર મહિને ચિત્ત કરે છે ચાળા રે વાલાજી,
આ ઘેર પધારો મોહન મોરલીવાળા મારા વાલાજી !

વૈશાખે કૈં વનસપતિ બહુ પાકી રે વાલાજી,
આ પાકી છે કાંઇ દાડમડી ને દ્રાખ મારા વાલાજી !

જેઠ મહિને જઇ બેઠા છો ઠેઠ રે વાલાજી,
આ ઠેઠ જઇને ભર નીંદરમાં સૂતા મારા વાલાજી !

આષાઢીલા ઘમઘોર્યાં આકાશ રે વાલાજી,
આ વાદળડીમાં વીજ કરે ચમકાર મારા વાલાજી !

શ્રાવણ મહિને સડવડ દડવડ વરસે રે વાલાજી,
આ નદીયુંમાં કંઇ છલકે ઓળાં નીર મારા વાલાજી !

ભાદરવે તો ભરદરિયે હું ડૂબી રે વાલાજી,
આ કંથ વિના કર ઝાલી કોણ ઉગારે મારા વાલાજી !

આસો માસે આવેલી દીવાળી રે મારા વાલાજી,
આ તમ કાજે હું સેવ વણું સુંવાળી મારા વાલાજી !

મેં જાણ્યું જે ઉજળું એટલું દૂધ રે વાલાજી,
આ જાતે ને જનમારે માંડયાં જૂદ્ધ મારા વાલાજી !

---

૨. ફાગણ શુદ પુનમની સાંજે હોળી ચેતાવાય છે. તેની આસપાસ લોકો પાણી નાખતા ફેરા કરે છે.

મેં જાણ્યું જે લીલા એટલા મગડા રે વાલાજી,
આ જાતે ને જનમારે માંડયા ઝગડા મારા વાલાજી !

કાંતું છું પણ નથી દેખતી સૂતર રે વાલાજી,
આ ઘેર પધારો સાસુડીના પૂતર મારા વાલાજી !

રાંધું છું પણ નથી દેખતી તાપ રે વાલાજી,
આ ઘેર પધારો છોરૂડાંના બાપ મારા વાલાજી !

નથી લખ્યો એક કાગળીયાનો કટકો રે વાલાજી,
આ શીદ રાખ્યો છે દિલમાં અવડો ખટકો મારા વાલાજી !

સમદરિયા તું શીદ ભર્યો છો ખારો રે વાલાજી,
નથી ઉતરવા કેરો એકે આરો મારા વાલાજી !

---

• 'કાવ્ય દોહન ભા. ૨'ની અંદર "વાલાજીના મહિના" નામનું કવિ થોભણદાસે રચેલું લાંબુ જે ઋતુગીત છે, તેનો જ અપભ્રંશ બની ગએલું આ 'વાલાજી'નું ગીત જણાય છે; અથવા કદાચ આ ગીત અસલ લોકગીત હોય અને તેની બબ્બે પંક્તિઓ ઉપાડીને કવિ થોભણદાસે પ્રત્યેક વર્ણનની સાત સાત કડીઓ પૂર્તી રૂપે રચી હોય.

૬૭

## આણાં

કારતકે કૃષ્ણ સીધાવીઆ ને રૂખમણી સજે શણગાર,
કોઇ કે' કરસનજી આવીયા એને આલું નવસર હાર —
કે આણાં મોકલને મોરાર !

માગશરે મેલી ગયા ને પ્રભુ ! મેલ્યાં માસ છ માસ,
સૈયર સંદેશા દઇ ગયા બેની એકલડી દિન રાત
કે આણું મોકલને મોરાર !

પોષ મહિનાની પ્રીતડી ને પ્રભુ પ્રીતે ચાલ્યા જાય,
નવી નારી સાથે મન મોયાં પ્રભુ અમસું સરીયાં કાજ
કે આણું મોકલને મોરાર !

મા મહિનાનાં માયરાં ને પરણે જાદવરાય,
એક ન આવ્યા અણુંસરી મારા સૂના દિવસ કેમ જાય
કે આણું મોકલને મોરાર !

ફાગણ ફૂલ્યો ફૂલડે ને ફૂલ્યાં કેસર ઝાડ,
અબીલ ગલાલને છાંટણે રમે ગોપી ને ગોવાળ
કે આણું મોકલને મોરાર !

ચૈતર ચંપો મોરીયો ને મોર્યાં દાડમ દ્રાખ,
કોયલડી ટૌકા કરે બેઠી આંબાની ડાળ
કે આણું મોકલને મોરાર !

વૈશાખે વન વેડીયાં ને વેડી આંબા શાખ,
રસે ભરેલો વાટકો મને કોણ કે'શે તું ચાખ
કે આણું મોકલને મોરાર !

જેઠ મહિનાના તાપ ઘણા ને ઘરમાં નવ રે'વાય,
હાથનો ગૂંથેલ વીંઝણો હું કોને ઢાળું વાય
કે આણું મોકલને મોરાર !

આષાઢે ધમધોરીયા ને વાદળ ગાજે ઘોર,
બાપૈયા પિયુ પિયુ કરે ને મધુરા બોલે મોર
કે આણું મોકલને મોરાર !

શ્રાવણ વરસે સરવડે ને નદીએ ઓળાં નીર,
આંસુડે ભીંજાય કાંચળી નવ આવ્યા નણદીના વીર
કે આણું મોકલને મોરાર !

ભાદરવો ભલે ગાજીયો ને ગાજ્યા વરસે મેહ,
હું રે ભીંજાઉં ઘર આંગણે મારા પિયુ ભીંજાય પરદેશ
કે આણું મોકલને મોરાર !

આસોનાં અંજવાળીયાં ને ગોપીયું ગરબા ગાય,
વે'લો વળજે વીઠ્ઠલા તારી ગોરી ધાન ન ખાય
કે આણું મોકલને મોરાર !

ખાજાં તો ખારાં થીયાં ને લાડુડા ખારા ઝેર,
જોષીએ તો જુલમ કર્યો દહીંથરીયે વાળ્યો દાટ
કે આણું મોકલને મોરાર !

સોપારી તો સળી ગઈ ને સૂડીએ વળીયો કાટ,
એલચડી તો બટાઇ ગઇ લવીંગડે ઉઠી આગ
કે આણું મોકલને મોરાર !

ફૂલ ફગરનો ઘાઘરો સીવડાવ્યો સુકરવાર,
પે'ર્યો નથી પણ પે'રશું મારા દાદાને દરબાર
કે આણું મોકલને મોરાર !

સસરા માથે શલ્યા ઢળી, સાસુને ડસીયલ નાગ,
જેઠ માથે વેઠ પડી જેઠાણીને તરીયો તાવ
કે આણું મોકલને મોરાર !

દેર રમે દડુલડે દેરાણી દોડાદોડ,
નણંદ મારી સાપણી પાડોસણ મારી શોક્ય
કે આણું મોકલને મોરાર !

મંગાવો કોઇ દોત કલમ ને કાગળીયો લખાવ,
બાંધો પોપટને છેડલે એને સાસરીએ મોકલાવ
કે આણું મોકલને મોરાર !

સામા ટોડા ચીતર્યા ને વચ્ચે લખ્યા બે મોર,
પરણ્યા ધણીને આટલું કે'જો તમે માણુસ છો કે ઢોર
કે આણું મોકલને મોરાર !

આણું આણું શું કરો ગોરી આણું જેવડા થાવ,
આણાંનો નથી ઓરતો મારે નગર જોયાની ખાંત
કે આણું મોકલને મોરાર !

સરખી તે સૈયરે કહાવીચું એની બેલ્ય છુટી વડ હેઠ,
આણે આવ્યા ત્રણ જણા મારો સસરો દેર ને જેઠ
કે આણું આવ્યાં રે મોરાર !

સસરાને પિરસી લાપસી ને જેઠને છુટી સેવ,
દેરને પિરસ્યાં શીરા પૂરી મારી જમી છે સાસર વેલ
કે આણું આવ્યાં રે મોરાર !

સસરો મારો રાજીયો સાસુડી સમદર લેર,
જેઠ મારો જદુપતિ જેઠાણી, ઘરનો થંભ
કે આણું આવ્યાં રે મોરાર !

દેર દડુલા દોટવે દેરાણી નાનું બાળ,
નણંદ મારી ચરકલી પાડોશણ મારી બેન
કે આણું આવ્યાં રે મોરાર !

સોપારી રૂડી વાંકડી એલચડી લેરે જાય,
અગીચો એનો સોયામણો લાડુડા લાલ ગલાલ
કે આણું આવ્યાં રે મોરાર !

ફુલફગરનો ઘાઘરો સીવડાવ્યો સુકરવાર,
પેર્યાં ને વળી પેરશું મારા સસરાને દરબાર
કે આણું આવ્યાં રે મોશાર !

૬૩

## રમવા આવોને રે

આવો આવો ને નંદલાલ, રમવા આવો ને રે !
કારતક તો મેં કષ્ટે રે કાઢયો
નિરદય થયા નંદલાલ
રમવા આવોને રે !

માગશરે મારગડે રે મેલી,
હવે અમારૂં કોણુ છે બેલી,
વા'લા વિણુ થઇ છું ઘેલી
રમવા આવો ને રે—આવો૦

પોષે તો મારા પ્રાણુ તજું છું,
લોકડીયાંની લાજ લોપું છું,
સંસાર ત્યાગ કરૂં છું
રમવા આવો ને રે—આવો૦

મહા મહિને મંદિરીયાં રે સૂનાં,
હરિ વિના આસનીયાં રે સૂનાં,
વા'લા વિના જાય છે જોબનીયાં
રમવા આવો ને રે—આવો૦

ફાગણે ફગફગતી રે હોળી,
અબીલ ગુલાલ ભરાવું રે ઝોળી,
વા'લા વિના કોણ ખેલે હોળી
રમવા આવો ને રે—આવો૦

ચૈતરે તો મને ચિંતા રે લાગી,
સૂની સેજલડીમાં ઝબકીને જાગી,
વા'લાની લ્હે' મને લાગી
રમવા આવો ને રે—આવો૦

વૈશાખે વાવલીયા રે વાયા,
આંખ ઉઘાડીને ચોય દશ જોયા,
આંસુ પાલવડે લોયાં
રમવા આવો ને રે—આવો૦

જેઠ માસે જુગજીવણ આવે,
સૌ લોકો સંદેશા રે લાવે,
વા'લો મારે કંઈયે ન કહાવે
રમવા આવો ને રે—આવો૦

આષાઢે હું અબળા રે નારી,
જોબન દરિયે પૂર છે ભારી,
વા'લે મારે મેલ્યાં વિસારી
રમવા આવો ને રે—આવો૦

શ્રાવણે સરવડીયાં રે વરસે,
નદીયે નીર ઓળેરાં ઉભરશે,
વા'લો મારો કેમ ઉતરશે!
રમવા આવો ને રે—આવો૦

ભાદરવો ભર જરિયે રે ગાજે,
લીલુડાં વન નવ પલ્લવ છાજે,
વા'લો મારો લગરી ન લાજે
રમવા આવો ને રે—આવો૦

આસો તે માસે આવી દિવાળી
લોક વણે છે શેવ સુંવાળી
વા'લા વિના આ શી દિવાળી !
રમવા આવો ને રે—આવો૦

૬૪

## આવો હરિ!

કારતકે કૃષ્ણ ગયા મેલી
મારે ઘેર આવો વનમાળી
કુબજા કેમ રે ગમે કાળી !
આવો હરિ રાસ રમો વાલા !

માગસરે મારગડે રમતાં,
ભેળાં બેસી ભોજનીયાં જમતાં,
હવે હરિ કેમ નથી ગમતાં !
આવો હરિ રાસ રમો વાલા !

પોષે તો શોષ પડયો અમને,
ત્રિકમજી શું કહીએ તમને !

દિલાસા દૈ રે ગયા અમને
　　આવો હરિ રાસ રમો　વાલા !

માઘે મહા અંધારી રાત્યો,
પુલડીયે બીછાવી ખાટયો,
વા'લે લીધી મથુરાની વાટયો!
　　આવો હરિ રાસ રમો　વાલા !

ફાગણુ માસે ફેરા ફરે હોળી,
સૈયરૂં પેરે ચરણાં ને ચોળી,
કેસૂડલાં બહુ રે છાંટયાં બોળી
　　આવો હરિ રાસ રમો　વાલા !

ચૈતરે ચતુરા નાર કે'તી,
વાલાજીના ગણુ ગાતી ફરતી,
પરભુ મારા તોય કીધી નરતી!
　　આવો હરિ રાસ રમો　વાલા !

વૈશાખે વાટલડી જોતી,
ઉભી ઉભી ધ્રૂશકડે રોતી,
આંસુડાં પાલવડે લ્હોતી
　　આવો હરિ રાસ રમો　વાલા !

જેઠે તો જગજીવન આવે,
વધામણી લોક બધાં લાવે,
વાલો મારો કાંઇ યે નો ક્હાવે !
　　આવો હરિ રાસ રમો　વાલા !

અષાઢે ઈંદ્ર ઘણુા વરસે,
નદીનાળાં છલોછલ ઉભરશે

વાલો મારો કેમ કરી ઉતરશે !
આવો હરિ રાસ રમો વાલા !

શ્રાવણ તો સરવડીએ વરસે,
ઝીણા ઝીણા મેવલીયા વરસે,
વાલા મારા તોય મરૂં તરશે !
આવો હરિ રાસ રમો વાલા !

ભાદરવો ભર દરિયે ગાજે,
સામે ઘેર વલોણાં વાજે,
એ તો મારા હૈડામાં સાજે !
આવો હરિ રાસ રમો વાલા !

આસો માસ આવી છે દીવાળી,
સૈયરૂં રાંધે સેવું સુંવાળી,
પરભુને જમાડું વાળી વાળી!
આવો હરિ રાસ રમો વાલા !

૯૫

## વિનતિ

કારતકે કૃષ્ણ સીધાવ્યા વન
કે વ્રજ કરે વિનતિ રે લોલ.

માગશરે મેલી ગયા મહારાજ
કે નેણે નીર ઝરે રે લોલ.

પોષે પ્રભુજી ગયા પરદેશ
નારીને મેલ્યાં એકલાં રે લોલ.

માહે મંદિર ખાવા ધાય
કે સેજ શા કામની રે લોલ!

ફાગણે ફુલડાં કેરા હાર
ગુંથીને લાવે ગોપીયું રે લોલ.

ચૈતરે સૂરજ તપે આકાશ
કે તેથી મારાં અંતર તપે રે લોલ!

વૈશાખે વનમાં ગોપીયું જાય
કે વાલાજીને ગોતવા રે લોલ.

જેઠે જુગજીવન ઘેરે આવ્યા
સંદેશો મારો શું રે લાવ્યા રે લોલ!

આષાઢે ઝીણી ઝબૂકે વીજ
મધુરા બોલે મોરલા રે લોલ.

શ્રાવણે સોળ સજ્યા શણગાર
કે આંખડી ન આંજીયે રે લોલ.

ભાદરવો ભર જોબનમાં જાય
દિવસ જવા દોયલા રે લોલ.

આસો માસે દીવાળીની સેવું
વાલાજી વિના કોણ જમે રે લોલ.

## ૬૬

# રાધા હરિ રમે !

[પંદર તિથિઓનાં ગીતો ઘણાં પડેલાં છે. આ પણ એક તિથિ ગીત છે. સ્વાભાવિક ઝડઝમક, પ્રબલ ગતિ અને લલિત શબ્દાવલિ છતાં પણ આ તિથિ–ગીતમાં અર્થની સ્પષ્ટતા નથી. બધું અસંબદ્ધ લાગે છે. પ્રત્યેક કડી નિરાળું શબ્દ-ચિત્ર આંકે છે.]

§

અમ્માસે હરિ ઓપી ગોપી શામળીયો સરદાર
અરજણ ગોપી હો ને રાધા હરિ રમે.

પડવે પિતાંબર ઓઢણુ અંબર ચમર ઢળંતા ચાલે,
ચડી ચાંખડીયે હો ને રાધા હરિ રમે.

બીજ ઓળી, કેસર ઘોળી, અંગે ચરણાં ચોળી,
રાજ બિરાજે હો ને રાધા હરિ રમે.

ત્રીજે તાલ પખાજ ધડૂકે કને કને કડતાળ,
ઘુઘરા ઘમકે હો ને રાધા હરિ રમે.

ચોથે ચકમક દાણુ મોરલી શી શી ને શરણાયું,
ઝાંઝર ઝમકે હો ને રાધા હરિ રમે.

પાંચમે મોતી હૈડે જોતી સાંચી ને સાંચવલી,
હાથ પગે હીરા હો ને રાધા હરિ રમે.

છઠ્ઠે શેર સીંદુરનો સેંથો, રજે સજેથી ભરીયો,
હાથ અરીસો હો ને રાધા હરિ રમે.

સાતમે સાયર ઉમટયા ને મછે ધર્યો અવતાર,
ગોકુળ ગઢમાં હો ને રાધા હરિ રમે.

આઠમે કાનડ અવતર્યા ને પ્રથમીના આધાર,
કુળ અજવાળાં હો ને રાધા હરિ રમે.

નવમે ન કરીશ નાગલા એની વાળી વીંટી ત્રોટી,
હલકે હીંચે હો ને રાધા હરિ રમે.

દસમે દદામા વાગીયા હરિ રાધા વરસું રીઝયાં
ઢોલ ધડુકયા હો ને રાધા હરિ રમે.

એકાદશી અપવાસણી ને નદીએ નરમળ નાતી,
નીર નીતરી હો ને રાધા હરિ રમે.

બારસે બત્રીસાં ભોજન તેત્રીસવરણું શાક
જાદવ જમજો હો ને રાધા હરિ રમે.

તેરસે તેડાં મોકલ્યાં રાધાજી વેગે પધારો,
મંદિર સૂનાં હો ને રાધા હરિ રમે.

ચોદશ ચરણું પે'રીયા ને સોળસે ગોપી માંય,
રમવા ગ્યા'તાં હો ને રાધા હરિ રમે.

પંદર તિથિમાં વડી પુનમડી, ટીલી તપે લેલાડ,
સોળ કળાની હો ને રાધા હરિ રમે.

૬૭

## શ્રાવણનાં સંભારણાં

શાણો લીંબડો તે લાંબે પાંદડે,
શાણો વડલીયો ઘેર ગંભીર રે શ્રાવણ રેલીઓ.

ગોરા ....ભાઈ તે ગામ સીધાવીઆ,
ઘેર ....વહુ ધાન ન ખાય રે શ્રાવણ રેલીઓ.

ગોરાં ....વહુ તે છાના કાગળ મોકલે,
ઘેર આવો નણંદબાના વીરા રે શ્રાવણ રેલીઓ.

ગોરી હું કેમ આવું એકલો,
મારા વેરીડે રોકી છે વાટ રે શ્રાવણ રેલીઓ.

તમારા વેરીને બંધાવું મશરૂ મોળીયાં,
તમે રાતવુઠા ઘેરે આવો રે શ્રાવણ રેલીઓ.

ગોરી હું કેમ આવું એકલો,
મારી આડે છે વસમી વાટ રે શ્રાવણ રેલીઓ.

તમારી વસમી વાટું સ્વામી દૂર કરૂં,
તમે રાતવુઠા ઘેર આવો રે શ્રાવણ રેલીઓ.

વીરો પાદર આવ્યા ધરતી ધમધમી,
આવ્યા આવ્યા નણંદબાનાં વીર રે શ્રાવણ રેલીઓ.

વીરો બજારે આવ્યા ઘોડા હણહણ્યા,
દીઠા દીઠા નણંદબાના વીર રે શ્રાવણ રેલીઓ.

વીરો ખડીયામાં લાવ્યા ઝાલ ઝૂમણાં,
તમે પે'રો માનેતી નાર રે શ્રાવણુ રેલીઓ.

નાથ હું કેમ પેરૂં એકલી !
મારી નાની નણુંદબા દુભાય રે શ્રાવણુ રેલીઓ.

વીરે ચીતળથી મંગાવી ચુંદડી,
વીરે પટોળીનો નવ રાખ્યો પાર રે શ્રાવણુ રેલીઓ.

તેણે નાનીબા નણુંદ મનાવીયાં,
રીઝયાં રીઝયાં નાની નણુંદીબા બેન રે શ્રાવણુ રેલીઓ.

૬૮

## નૈ જાવા દઉં ચાકરી રે

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે
કે ઝીણા ઝરમર વરસે મેઘ
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે !

ભીંજાય હાથી ને ભીંજાય ઘોડલાં રે,
કે ભીંજાય હાથીનો બેસતલ સૂબો
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે—આભમાં૦

બીજાય મેડી ને બીજાય માળીયાં રે,

  કે બીજાય મેડીની બેસતલ રાણી

    ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે—આભમાં૦

તમને વા'લી દરબારી ચાકરી રે

  કે અમને વા'લો તમારો જીવ

    ગુલાબી ! નૈ જાવા દઉં ચાકરી રે—આભમાં૦

